# અન્તિમ કાલની
# આરાધના



મણિલાલ વ. શેઠ B. A.
જુની હનુમાન ગલી, મુંબઈ ૨.

# અન્તિમ કાલની આરાધના

બે પયન્નાના ભાવાનુવાદ સાથે અન્તિમ
આરાધનાને અંગેનો ઉપયોગી સંગ્રહ

પોતાના સ્વ. ભાઈ
વ્રજલાલ વનમાળીદાસ શેઠના
પુણ્ય સ્મરણાર્થે

: પ્રકાશક :
મણિલાલ વનમાળીદાસ શેઠ B. A.
[ સાવરકુંડલાવાળા ]
જુની હનુમાન ગલી : : : : મુંબઇ ૨

# • આભાર •



આ પુસ્તક છપાવી તેનો પ્રચાર કરવા
માટે મને ખાસ પ્રેરણા કરનાર
મારા વડિલ બન્ધુ
કલકત્તાનિવાસી
**ફુલચંદભાઇ વનમાળીદાસ શેઠનો**
હું અંતઃકરણ પૂર્વક
આભાર માનું છું.

— પ્રકાશક —

# અ • નુ • ક્ર • મ • ણિ • કા



**પૂર્વ-વિભાગ :**



**પુસ્તક-વિભાગ :**





પૂ. પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ
આચાર્યદેવ શ્રીમદ્



વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજ

## સ્વ. વ્રજલાલ વનમાળીદાસ શેઠ



જન્મ : ઈ. સ. ૧૮૯૬ ● મરણ : ઈ. સ. ૧૯૩૯

# પ્રકાશકનું નિવેદન



જેમના પુણ્યસ્મરણાર્થે આ લઘુ પુસ્તક છપાવવામાં આવ્યું છે, તે સ્વ૦ **શેઠ વૃજલાલ વનમાળીદાસનો** જન્મ સાવરકુંડલા (કાઠીયાવાડ) માં સને ૧૮૯૪ માં થયો હતો. તેમનું દેહાવસાન સને ૧૯૩૯ ના ડીસેમ્બરમાં કલકત્તા મુકામે થયું. છેલ્લા એકાદ વર્ષથી તેઓ પત્થરીના રોગથી પીડાતા હતા. કલકત્તે આવીને તેમણે એક નિષ્ણાત ગણાતા ડૉક્ટર પાસે ચિકિત્સા કરાવીને ઑપરેશન કરાવ્યું. ભવિતવ્યતાના યોગે, દર્દનિવારણ માટે કરાવેલું એ ઑપરેશન જીવનનાશનું નિમિત્ત બન્યું.

સ્વ૦ ભાઈ **વૃજલાલ** નિઃસંતાન હોવા છતાં, કુટુમ્બ અને ભાઈઓની સંતતિ પ્રતિ તેમનો ખૂબ સ્નિગ્ધતાભર્યો વર્તાવ હતો. ઘણાં વર્ષો બરમા ટાપુ જેવી અનાર્યભૂમિમાં ગાળવા છતાં, તેમની ધાર્મિક વૃત્તિ ઠીક પ્રમાણમાં જળવાઇ હતી. બરમામાં પણ તેઓ શ્રી નવ પદજીનો ગટ્ટો ઘરે રાખી નિત્ય દર્શનાદિ કરતા. ધર્મક્રિયાની અભિરૂચિ પણ છેલ્લે છેલ્લે સારી હતી. મૃત્યુ પહેલાં, શારીરિક અવસ્થા ખરાબ હોવા છતાંય, તેમણે શ્રી જ્ઞાનપંચમીનો ઉપવાસ કરી પૌષધ કર્યો હતો.

સ્વ. ભાઈ **વૃજલાલ**ના ધાર્મિક જીવનમાં તેમનાં ધર્મપત્ની **રૂપાળીબાઇ**, કે જે હાલ વિદ્યમાન છે, તેમની પ્રશંસનીય પ્રેરણાનો મોટો હિસ્સો હતો. ધર્માનુરાગી અને ક્રિયાશીલ **રૂપાળીબાઇ**એ, સ્વ. ભાઈ **વૃજલાલ**ના મૃત્યુ પાછળ રડવા–કૂટવાના પ્રચલિત રિવાજને સદંતર તિલાંજલિ આપી, એક સુન્દર દૃષ્ટાન્ત

પૂરૂં પાડયું છે. પોતાના બચત સમયનો ધર્મધ્યાનમાં સદુપયોગ કરીને, તેઓ પોતાના આત્માનું કલ્યાણ સાધી રહ્યાં છે તેમજ સ્વ. ભાઇ **વૃજલાલ**ના આત્માને પણ પાછળના રૂદન આદિના પાપથી ભારે બનતાં બચાવવાનું પુણ્ય ઉપાર્જી રહ્યાં છે.

સ્વ. ભાઈ **વૃજલાલ**ની, પોતાનાં સ્વ. માતુશ્રીના સ્મરણાર્થે સાવરકુંડલામાં પધારાવેલાં પ્રતિમાજીની પ્રતિષ્ઠા કરાવવાની, ખૂબ જ તમન્ના હતી : પણ તેમનો દેહ અકાળે અવસાનનો ભોગ થઈ પડયો અને તેમની ઇચ્છા ઇચ્છા જ રહી ગઈ. આ પુસ્તકને વાંચનાર ભાઈ–બ્હેન, દેહની ક્ષણભંગુરતા સમજી, કરવા ધારેલા કોઈ પણ સત્કાર્યમાં વિલંબ ન કરે, એ ખાસ સૂચન છે. આ પુસ્તકની સહાયથી સૌ કોઈ પોતાના અન્તિમ સમયને સુધારી શકે અને સહવાસિઓ તથા કુટુ-મ્બિઓ મૃત્યુ પામતા આત્માને સમાધિ અર્પી શકે, એમાં જ આ પુસ્તક છપાવવાની સાર્થકતા છે.

આ પુસ્તકમાં પ્રગટ થતી આરાધના–સામગ્રીના સંચય આદિમાં પૂ. ગુરૂદેવોની પરમ કૃપાની જ છાયા છે, પણ આટલામાં હું કેમ સંતોષાઉં ? હું તો ઘણી ઘણી આશા રાખું છું. શ્રી જૈનશાસનને સમર્પિત ગુરૂદેવો તો આપણા સદાના પરમ ઉપકારી છે, એટલે એ તારકોના થોડા કાર્યનો નિર્દેશ કરવો એના કરતાં એ તારકો પાસેથી સદા ભવનિસ્તારની સહાય યાચવી એ જ ઉચિત માની, સદાય ઉપકારની આશા રાખતો અને સ્વ૦ ના આત્માને ચિર શાન્તિ ઇચ્છતો વિરમું છું.

લિ.

મણિલાલ વનમાળીદાસ શેઠના

જયજિનેન્દ્ર.



# પ્રસ્તાવના



'અન્તિમ કાળની આરાધના'-એ નામના આ લઘુ પુસ્તકની પ્રસ્તાવના લખી આપવા માટે, પ્રકાશક તરફથી પૂ. મુનિરાજ શ્રી કનકવિજયજી મહારાજને વિનંતિ કરવામાં આવી હતી: પરન્તુ તે જ અરસામાં તેઓશ્રીને ખંભાત સંઘના આગેવાનોની આગ્રહભરી વિનંતિથી ચાલુ સાલનું ચાતુર્માસ કરવા માટે ખંભાત જવાની આજ્ઞા મળી અને તુરત જ વિહાર કરવાનો પ્રસંગ ઉપસ્થિત થયો, તેથી તે કાર્ય અધુરૂં જ રહ્યું. પરિણામે મારે શિર આ લખવાનો પ્રસંગ આવી પડયો.

જોકે-આ નાનકડા પુસ્તકને ખાસ પ્રસ્તાવનાની આવશ્યકતા ન ગણાય, તો પણ પ્રકાશકના અતિ આગ્રહથી તે સંબંધી બે બોલ લખી આપવા અને એ રીતિએ પણ કોઈ જીવની સમાધિમાં હેતુભૂત બનાતું હોય તો બનવું, એ ઉચિત ધાર્યું છે.

આ પૂર્વે આ વિષયની અનેક પુસ્તિકાઓ, જેવી કે—

**'આત્મ-સાધના-સંગ્રહ'**
**'આરાધના સંગ્રહ'**
**'સમાધિ વિચાર'**

વિગેરે બહાર પડી ચૂકેલ છે, તેથી તેમાં એકનો વધારો કરવો એ પ્રથમ દૃષ્ટિએ અનાવશ્યક લાગે, તો એ કોઇ અસ્વાભાવિક વસ્તુ નથી: પરન્તુ **'અન્તિમ કાલની આરા-**

ધના' એ વિષય જ એવો વ્યાપક, મહત્વનો અને ગંભીર છે કે-તેની વ્યાપકતા વિગેરે જોતાં, તે માટેનું પ્રગટ થયેલું સાહિત્ય પૂરતું ન જ ગણાય. જ્યાં સુધી પ્રત્યેક જૈનને ઘેર આ વિષયનું સાહિત્ય ન પહોંચે, ત્યાં સુધી સંતોષ ધારણ કરવો એ યોગ્ય નથી.

પોતાના સ્વર્ગસ્થ બન્ધુનો કલકત્તા ખાતે થયેલ મૃત્યુપ્રસંગ અને તે વખતની સ્થિતિનો વિચાર કરતાં, પ્રકાશક અને તેમના વડિલ બન્ધુને લાગી ગયું કે-**'અન્તિમ આરાધના'** સંબંધી આ નાનકડા જણાતા પુસ્તકની અમૂક પ્રકારના સંયોગોમાં કિંમત ઘણી મોટી છે. મરણની ઘડીને સુધારવા માટે નિર્યામણા કરાવનાર સાધુ કે મરણવિધિને જાણનાર ઉત્તમ સાધર્મિકના અભાવમાં, આ પુસ્તક જે કાર્ય

કરે છે, તે પણ અણમોલ છે. એ પ્રસંગનો અનુભવ થાય, તેને જ એનું સાચું મૂલ્ય સમજાય.

મરણનો પ્રસંગ આ જગતમાં કોને નથી આવ્યો અને કોને નથી આવવાનો ? સો કોઇ માટે એ ભીષણ પ્રસંગ અનિવાર્ય છે. એનું આગમન અવિજ્ઞાત હોવા છતાં પણ સંદેહ વિનાનું છે. આવી સ્થિતિમાં જે કોઈ એના પ્રત્યે બેદરકાર રહે છે, તેના નશિબમાં પશ્ચાત્તાપ સિવાય બીજું કાંઈજ નથી. ધર્મનું સેવન એજ એક મરણ રૂપી ભયાનક રોગનું ઔષધ છે, પરંતુ અનેક પ્રકારના પ્રમાદને વશ પડેલો આત્મા એ ધર્મ રૂપી ઔષધનું સેવન નિરન્તર કરી શકતો નથી : તોપણ તેની ગતિ ન બગડી જાય, એ માટે જ્ઞાની પુરૂષોએ ' **અન્તિમકાલની આરાધના** ' માટે પણ અનેક ઉપાયો

બતાવ્યા છે. એના આસેવનમાં પણ જો આત્મા બેદરકાર રહ્યો, તો આ ચાર ગતિ રૂપ સંસાર-ચક્રમાં એનું ભાવિ અતિશય ભૂંડું બને છે.

શાસ્ત્રકારોએ દર્શાવેલ '**અન્તિમ આરાધના**'ની વિધિનું મંડાણ, તત્ત્વજ્ઞાનના પાયા ઉપર રચાયેલું છે. અજ્ઞાન આત્માઓ તેના મર્મને કળી શકવા અસમર્થ છે. જ્યાં સુધી દેહની ક્ષણભંગુરતા, દેહ અને આત્માના સંયોગની અસ્થિરતા અને વિચિત્રતા તથા આત્માના સામર્થ્યની અદ્‌ભૂતતા અને અવિનાશિતા ન સમજાય, ત્યાં સુધી મરણ–સમયની વિધિની ઉપયોગિતાનો ખ્યાલ ન આવે, એ સંભવિત છે: પરન્તુ તત્ત્વજ્ઞ પુરૂષો, કે જેઓ દેહ અને આત્માના સંબંધ અને સ્વરૂપનો પ્રતિક્ષણ વિચાર કરી રહ્યા હોય છે, તેઓને જેટલી અગત્ય

અંત સમય સુધારવાની લાગે છે, તેટલી બીજી કોઈ પણ ચીજની લાગતી નથી. ભાવિ શ્રેયની ઈચ્છાવાળાઓએ તત્ત્વજ્ઞ પુરૂષોના પંથે ચાલવું જોઇએ, એ ન્યાયને અનુસરી શ્રી જૈનશાસનમાં આજ પર્યન્ત જીવનની અન્તિમ પળોની આ-રાધના અતિ મહત્ત્વની મનાતી આવી છે અને મનાઈ રહી છે: તેથી તેને અંગેના સાહિત્યની કિંમત પણ તેટલી જ અગત્યની રહી છે.

**અન્તિમ આરાધના** માટે સૌથી પ્રથમ પંક્તિના ગ્રન્થો કોઇ હોય, તો તે '**ચતુઃશરણ અને આતુર પ્રત્યાખ્યાન પ્રકીર્ણકો**' છે. તેના રચયિતા ભગવાન શ્રી મહાવીરદેવના હસ્તદીક્ષિત શિષ્યવર્યો છે અને તેની ગણના પીસ્તાળીશ આગમગ્રન્થો પૈકીના આગમગ્રન્થોમાં છે. પ્રાકૃત ભાષા નહિ સમજી શકનાર મોટા

વર્ગની અનુકૂળતા ખાતર આ પુસ્તકમાં માત્ર તેનો ભાવાનુવાદ જ આપેલો છે. તેનું વારંવાર પઠન–પાઠન અને શ્રવણ–મનન આદિ આત્માની અસમાધિ ટાળી નાખવા માટે ચમત્કારિક કાર્ય કરવાને સમર્થ છે.

'**મરણ–સમાધિ–વિચાર**' નામનો બીજો ગ્રન્થ ગૂર્જર ભાષાના પદ્યમય દૂહાઓમાં છે. તેનાં પદ્યોની સંખ્યા ૩૮૩ છે. તે એટલી બધી સરળ અને ભાવવાહી છે કે–આખોએ ગ્રન્થ સાદ્યંત વારંવાર વાંચી જવામાં જરા પણ મુશ્કેલી પડતી નથી કે કંટાળો ઉપજતો નથી. સમાધિ–મરણ માટે ઉપયોગી એવી ઘણી ઘણી હકીકતોનો તેમાં સંગ્રહ કરવામાં આવ્યો છે અને આત્માને શુદ્ધ વિચારણા માટે તે ઘણી જ ઉપયોગી સામગ્રી પુરી પાડે છે.

ત્યાર બાદ શ્રી ચિદાનંદજીકૃત હિતશિક્ષાના-મરણ સમયે અતિશય બોધદાયક ૪૧ દુહાઓ અને તે પછી પૂ. ઉપાધ્યાયજી શ્રી વિનયવિજયજી વિરચિત પુણ્યપ્રકાશ નામનું પ્રસિદ્ધ સ્તવન આપવામાં આવેલ છે. તે પણ ગુજરાતી ભાષા સમજનારાઓ માટે અતિ અસરકારક અને બોધ-દાયક છે. આ બધી વસ્તુઓ ખાસ કરીને મરણ માટે સજ્જ બનેલા આત્માઓને ઘણી જ ઉપ-યોગી છે. તેનો હંમેશાં ઓછામાં ઓછો એક વાર સ્વાધ્યાય કરી જવાનો નિયમ રાખવો ઘણો ઉપકારક છે. તેમ ન બને તો છેવટ આપત્તિ, રોગ કે મરણ આદિના અવસરે તો આ ગ્રન્થમાં રહેલી વસ્તુઓનું વારંવાર ચિન્તવન કરવું પરમ-હિતકારક છે.

જૈન શાસ્ત્રો કહે છે કે-હંમેશ સમાધિ ન

રહી શકે તો પણ દેહ છોડતી વખતે માત્ર થોડી વારને માટે પણ જો તે પ્રાપ્ત થઈ જાય, તો આગામી ભવ સુધરી જાય છે. અન્ત સમયે જેવી મતિ તેવી જ ગતિ થાય છે. કોઈ મહા પુણ્યવાન, નિકટભવી કે સુલભબોધિ જીવને જ અન્ત સમયે એ સમાધિની પ્રાપ્તિ થાય છે.

જન્મ-મરણના અબાધિત નિયમોને સારૂં યે જગત્ આધીન છે. વિષ્ટામાં વસતા ક્ષુદ્ર કીટથી માંડીને વાસુદેવ, ચક્રવર્તી, ઈન્દ્ર કે અહમિન્દ્ર, સૌ કોઈ, તેને વશ છે. મરણને ભૂલી જઈએ કે સ્મૃતિથી દૂર કરવા પ્રયાસ કરીએ, બ્રહ્માંડના છેડે જઈ વસીએ, કે વજ્રના પિંજરામાં પેસીએ, પણ જ્યાં સુધી દેહ ધરવાનો છે, ત્યાં સુધી મરણ નિર્ણિત જ છે. ખીલે તે ખરે અને જન્મે તે મરે, એ વિશ્વનો અટલ નિયમ છે. જીવનું

દેહમાં વસવું, એ ભાડાના ઘરમાં વસવા જેવું છે. ભાડું પૂર્ણ થયે એને અવશ્ય ખાલી કરવું જ પડે છે. એનું જ નામ મરણ છે. છતાં આખું જગત્ એનાથી ત્રાસે છે. મરણ પ્રસંગે પ્રાણિઓ અતિશય દીન બની જાય છે. તે સમયે આવા ગ્રન્થોની ઉપયોગિતા સમજાય છે. આવા ગ્રન્થોનું વાંચન અને મનન, એ દીનતા અને ત્રાસમાંથી જીવને મુક્ત કરાવે છે: પોતે અજર અને અમર સ્વભાવવાળો છે, એનું ભાન કરાવે છે: એક ઘર છોડી અન્ય ઘરમાં વસવું અગર જૂનું વસ્ત્ર ઉતારી નવું વસ્ત્ર પહેરવું, એ જેમ સ્વાભાવિક છે તેમ એક શરીર છોડી અન્ય શરીર ધારણ કરવું એ પણ સ્વાભાવિક છે: આજ સુધીમાં જીવે અનંતાં શરીરો બદલ્યાં છે, તેમ આ પણ એક બદલવાનું છે: જે નાશવંત છે, જેને માટે કશો જ પ્રતિકાર

નથી, તેને માટે શોક કરવો એ વ્યર્થ છે: આ વિગેરે વિચારો અંતકાળે આત્માને સમાધિ-ગ્રસ્ત બનાવે છે. તે વખતે આવા ગ્રન્થો અને તેના મનનની ઉપયોગિતા સમજાય છે.

ઓછું ભણેલા કે અધિક ભણેલા, સાધુ કે શ્રાવક સૌ કોઈને આ ગ્રન્થમાં આપવામાં આવેલી વસ્તુઓ ઉપકારક છે, તેથી તેનો જેમ બને તેમ બહોળો પ્રચાર થાય તો ઘણુ જ લાભનું કાર્ય છે, એ નિર્વિવાદ છે. જિજ્ઞાસુ આત્માઓ આ ગ્રન્થનો સદુપયોગ કરીને સ્વ-ઈષ્ટ-સિદ્ધિ સાધે, એ જ એક અભિલાષા.

શાંતાક્રુઝ
સં. ૧૯૯૬ના જેઠ સુદ ૫
તા. ૧૦–૬–૪૦

**મુનિ ભદ્રંકરવિજય**

# વિષય-કષાયની વિષમતા

ઈન્દ્રિયોના વિષયમાં આસક્ત પુરૂષ નિયાણા-રહિત ધર્મનું આસેવન કરી શકતો નથી, એ કારણે ઈન્દ્રિયોના વિષયોની આસક્તિને તું છોડી દે! સારી રીતિએ શોધવા છતાં પણ જેમ કેલના ગર્ભમાં કાંઈ સાર નથી, તેમ ઈન્દ્રિયોના વિષયોમાં કાંઈ પણ સુખ નથી. વિષયોની અપેક્ષા રાખનારો દુસ્તર એવા ભવસમુદ્રને વિષે પડે છે અને વિષયોથી નિરપેક્ષ બનેલો સંસારસમુદ્રને તરી જાય છે. ધીરપુરૂષો દુર્દાન્ત એવા પણ ઈન્દ્રિયો રૂપી સિંહોને ધીરજના બળ વડે જીતી જાય છે અને આરાધના રૂપ વિજયપતાકાને ગ્રહણ કરે છે. કષાયોને જીત્યા સિવાય વિષયો જીતાતા નથી, એ કારણે ક્રોધાદિક કષાયોના દુષ્ટ વિપાકો જાણીને, તેને જીતવા માટે ઉદ્યમ કર. ત્રણ જગતને વિષે જે અતિ તીવ્ર દુઃખ કે સુખ છે, તે સર્વ અનુક્રમે કષાયોની વૃદ્ધિ અને હાનિનું જ ફળ છે.

આવશ્યકાદિનું સ્વરૂપ—

સામાયિક આદિ છયે આવશ્યકોના છ અર્થાધિકારો આ મુજબના છેઃ—

(૧) પાપવ્યાપારોની વિરતિ,

(૨) ગુણવાન જનોના ગુણોનું ઉત્કીર્તન,

(૩) ગુણવાન જનોની સેવા,

(૪) અતિચારોની નિંદા,

(૫) આત્માના વ્રણ–દોષોની ચિકિત્સા, અને—

(૬) ગુણોની સાચવણી. ૧

પાપવ્યાપારોનો ત્યાગ કરવા પૂર્વક નિષ્પાપ પ્રવૃત્તિઓને કરવી, તે **સામાયિક** આવશ્યક છે. આવા પ્રકારના સામાયિક આવશ્યકથી સાચે જ ચારિત્રધર્મની શુદ્ધિ થાય છે. ૨

શ્રી જિનેશ્વરદેવોના લોકોત્તર ગુણોના સ્તવન રૂપ **ચતુર્વિંશતિ** સ્તવ (ચઉવિસત્થો) છે. આ આવશ્યકથી દર્શનાચારની વિશુદ્ધિ જળવાઈ રહે છે. ૩

જ્ઞાન આદિ અનુપમ ગુણોથી સંપન્ન ગુરૂજનોને વિધિપૂર્વકનું વંદન, તે **વંદનક** આવશ્યક છે. આ આવશ્યકથી આત્માના જ્ઞાનાદિ ગુણો નિર્મલ બને છે. ૪

તેમજ જ્ઞાનાદિ ગુણોને વિષેની સ્ખલનાઓની યથાવિધિ નિન્દા, તે **પ્રતિક્રમણ** આવશ્યક

છે. આ આવશ્યકથી પણ જ્ઞાનાદિ ગુણોની વિશેષ શુદ્ધિ થાય છે. ૫

ચારિત્રાચાર આદિના જે દોષોની શુદ્ધિ પ્રતિક્રમણથી ન થઈ હોય, તે દોષ–વ્રણની વિશેષ શુદ્ધિ કાઉસ્સગ્ગ આવશ્યકથી થાય છે. નિશ્ચયથી આ આવશ્યક તીવ્ર દોષોના નાશનું કારણ છે. ૬

**પચ્ચક્ખાણ** આવશ્યક, એ ગુણને સાચવવા રૂપ છે. આ આવશ્યકથી તપાચારની શુદ્ધિ થાય છે, અને એ મુજબ છયે આવશ્યકોથી વીર્યાચારની નિર્મલતા થાય છે. ૭

**મંગલમય સ્મરણ—**

શ્રી તીર્થંકરદેવો જ્યારે માતાની કુક્ષિએ આવે છે, ત્યારે તે રત્નકુક્ષિ માતા આ

મુજબનાં ચૌદ સ્વપ્નોને જુવે છે:–૧ હાથી, ૨ વૃષભ, ૩ સિંહ, ૪ શ્રીદેવીનો અભિષેક, ૫ માલા, ૬ ચન્દ્ર, ૭ સૂર્ય, ૮ ધ્વજા, ૯ કલશ, ૧૦ પદ્મ સરોવર, ૧૧ ક્ષીર સમુદ્ર, ૧૨ વિમાન (જે શ્રી તીર્થંકરદેવો દેવલોકમાંથી આવે છે, તેઓની માતા વિમાન દેખે છે અને જેઓ નરકગતિમાંથી આવે છે, તેઓની માતા ભવન જુવે છે.) ૧૩ રત્નોનો ઢગલો, અને ૧૪ નિર્ધૂમ અગ્નિ. ૮

**પ્રતિજ્ઞા અને આરંભ—**

દેવેન્દ્રો, ચક્રવર્તિઓ અને મુનિવરોને વંદનીય શ્રી **મહાવીરપરમાત્માને** વન્દન કરીને, કુશલનું કારણ એવા મનોરમ શ્રી **ચતુઃશરણ** (ચઉસરણ) નામક અધ્યયનને હું કહીશ. ૯

(૧) ચાર શરણાંઓનો સ્વીકાર, (૨) પાપકાર્યોની નિંદા, અને (૩) સુકૃતની અનુમોદના,

આ ત્રણેય વસ્તુઓ કુશલનું કારણ હોવાથી સદાકાલ ઉપાસનાને યોગ્ય છે. ૧૦

શ્રી અરિહંત, શ્રી સિદ્ધ, શ્રી સાધુજનો અને સુખને આપનાર શ્રી સર્વજ્ઞકથિત ધર્મ,–આ ચાર શરણાંઓ ચારે ય ગતિઓને દૂર કરનાર છે. તેની પ્રાપ્તિ પુણ્યવાન પુરૂષોને જ થાય છે. ૧૧

**શ્રી અરિહંતદેવોનું શરણ—**

શ્રી જિનેશ્વરદેવો પ્રતિની ભક્તિના સમૂહથી ઉછળતી રોમરાજી રૂપ બખ્તરવડે ઉન્નત પુણ્યવાન આત્મા, મસ્તકને વિષે બે હાથ જોડી આ મુજબ કહે:– ૧૨

રાગ–દ્વેષ રૂપી શત્રુને તેમજ આઠેય પ્રકારનાં કર્મોને હણનારા અને વિષય–કષાયાદિ દુશ્મોનોનો નાશ કરનારા શ્રી અરિહંતો મને શરણ હો ! ૧૩

રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરી, દુષ્કર તપ અને ચારિત્રને પાલી, કેવલજ્ઞાન રૂપી લક્ષ્મીને યોગ્ય બનેલા શ્રી **અરિહંતો** મને શરણભૂત હો ! ૧૪

સ્તુતિ અને વંદનને યોગ્ય, ઇન્દ્ર અને ચક્રવર્તિ વિગેરેની પૂજાને લાયક તેમજ શાશ્વત સુખ પામવાને યોગ્ય શ્રી **અરિહંતદેવો** મારા શરણભૂત હો ! ૧૫

અન્ય જનોના મનોગત ભાવોને જાણનાર, યોગીશ્વરો, ઇન્દ્રો તેમજ ભક્તજનોને સારૂ સદાકાલ ધ્યાન કરવા યોગ્ય શ્રી **અરિહંતદેવો** મારૂં શરણ હો ! ૧૬

સર્વ જીવોને અભયદાતા, સદાયે સત્યભાષી, અખંડિત બ્રહ્મવ્રતધારી, શ્રી ત્રિલોકનાથ **અરિહંતદેવો**, આત્મગુણોની પ્રાપ્તિને સારૂ મને શરણભૂત હો ! ૧૭

સમવસરણુમાં બેસીને, ચોત્રીશ અતિશયોના સેવનપૂર્વક ધર્મકથાને કહેનાર શ્રી **અરિહંતદેવો**, અનાદિકાલીન અજ્ઞાનને દૂર કરવાને સારૂ મને શરણુભૂત હો ! ૧૮

એક જ ભાષાથી એક કાલે અનેક આત્માઓના સંશયોને ટાલનાર, ત્રણુ જગતના હિત-દેશક–ધર્મશાસક જગદ્‌વંદનીય શ્રી **અરિહંતદેવો** મને શરણુભૂત હો ! ૧૯

વાણી રૂપી અમૃતવડે જગતને શાન્તિ આપનાર, ચેતનમય ગુણોની પ્રાપ્તિ કરાવનાર, તેમજ જીવલોકનો ઉદ્ધાર કરવામાં પ્રવૃત્ત અને એથી નિષ્કારણુવત્સલ એવા શ્રી **અરિહંતદેવો** મને શરણુ હો ! ૨૦

લોકોત્તર ગુણોથી શોભતા, ચન્દ્રની જેમ યશથી સર્વ દિશાને ઉજ્જવલ કરનાર અને દુઃખ

રૂપી ગર્તામાં પડેલા જીવલોકના ઉદ્ધારક શ્રી **અરિહંતદેવો** મને શરણદાતા હો! ૨૧

જરા અને મરણને ત્યજનાર, દુઃખપીડિત જનસમાજને શરણ–આશ્રયદાતા, ત્રણે ય લોકના જીવોને સુખ દેનાર, ત્રિલોકબન્ધુ શ્રી **અરિહંતદેવોને** મારા નમસ્કાર હો! ૨૨

**શ્રી સિદ્ધભગવાનનું શરણ–**

એ મુજબના શ્રી **અરિહંતના** શરણથી, કર્મમલની શુદ્ધિને પામનાર તેમજ શ્રી **સિદ્ધભગવાનને** વિષે બહુમાન ધરનાર ભવ્ય જીવ, કમલના ડોડાની જેમ હાથને મસ્તકને વિષે જોડીને હર્ષપૂર્વક આ રીતિએ કહે :– ૨૩

આઠે પ્રકારના કર્મના ક્ષયથી સિદ્ધ બનેલા, સ્વાભાવિક જ્ઞાન–દર્શન વિગેરે ગુણોથી સમૃદ્ધ,

તેમજ સર્વ પ્રકારના અર્થની લબ્ધિઓને પામનાર, શ્રી **સિદ્ધપરમાત્મા** મને શરણુ હો! ૨૪

ત્રણુ લોકના મસ્તક પર રહેલા, પરમ પદમાં મ્હાલનાર, અચિંત્ય સામર્થ્યવાન, મંગલમય સિદ્ધપદને પામનાર તેમજ અનન્તસુખથી મનોરમ, શ્રી **સિદ્ધપરમાત્મા** અક્ષય સુખને સારૂ મારા શરણુભૂત હો! ૨૫

કર્મશત્રુઓને મૂલથી ઉખેડી નાખનાર, અમૂઢ લક્ષ્યવાલા, યોગીજનોને પ્રત્યક્ષ અને સ્વાભાવિક સુખનો અનુભવ કરનારા શ્રી **સિદ્ધભગવાન** અવિનાશી જ્ઞાનાદિની પ્રાપ્તિને સારૂ મને શરણુભૂત હો! ૨૬

રાગાદિ આન્તર શત્રુઓનો તિરસ્કાર કરનાર, સંપૂર્ણુ શુભ ધ્યાન રૂપી અગ્નિ વડે

સંસારના દ૯ બીજને બાળી નાખનાર, યોગીશ્વરોને આશ્રયભૂત અને સદાકાલ સ્મરણુ કરવાને યોગ્ય શ્રી **સિદ્ધભગવન્તો** મને શરણુ હો ! ૨૭

પરમ આનન્દને પામનાર, ગુણુના ઝરણુાભૂત, ભવકંદનો નાશ કરનાર અને કેવલજ્ઞાનના પ્રકાશથી સૂર્ય તેમજ ચન્દ્રને મન્દપ્રભાવી કરનાર, રાગાદિ દ્વન્દ્વોને ખપાવનાર શ્રી **સિદ્ધભગવાન** મને શરણુભૂત હો ! ૨૮

પરમ બ્રહ્મને મેલવનાર, દુર્લભ વસ્તુઓની પ્રાપ્તિને કરનાર, અનેક પ્રકારના સમારંભોથી મુક્ત, ઘરની જેમ ત્રણેય જગતને ધારણુ કરવાને સારૂં સ્તંભ સમાન અને આરંભોથી રહિત શ્રી **સિદ્ધભગવાન** મારૂં શરણુ હો ! ૨૯

**શ્રી સાધુજનોનું શરણ–**

શ્રી સિદ્ધભગવાનના શરણને પામીને, નય અને બ્રહ્મના કારણભૂત સાધુજનોના ગુણોને વિષે ઉત્પન્ન થયો છે અનુરાગ જેને એવો લઘુ-કર્મી ભવ્ય જીવ, અતિ પ્રશસ્ત મસ્તકને પૃથ્વીને વિષે નમાવીને આ મુજબ કહે :– ૩૦

જીવલોકના બંધુ, દુર્ગતિઓ રૂપી સમુદ્રના પારને પામેલા, મહાભાગ અને જ્ઞાનાદિ ગુણોથી શિવસુખને સાધનારા શ્રી **સાધુજનો** મને શરણ હો ! ૩૧

કેવલજ્ઞાની, પરમાવધિજ્ઞાનવાલા, વિપુલમતિ મન:પર્યાયજ્ઞાની, શ્રુતધર તેમજ જિનશાસનના પ્રભાવક આચાર્યદેવો, ઉપાધ્યાયદેવો એ સઘલાયે **સાધુજનો** મને શરણ હો ! ૩૨

ચૌદપૂર્વધર, દશપૂર્વધર, નવપૂર્વધર અને બાર અંગધારી, અગિયાર અંગધારી, જિનકલ્પી, યથાલંદી, તેમજ પરિહારવિશુદ્ધિ ચારિત્રવાલા શ્રી **સાધુજનો** મારૂં શરણુ હો! ૩૩

ક્ષીરાશ્રવ અને મધ્વાશ્રવ લબ્ધિવાલા, સંભિન્નશ્રોતલબ્ધિવાલા, કોષ્ઠબુદ્ધિવાલા, ચારણ મુનિવરો તેમજ વૈક્રિય અને પદાનુસારિ લબ્ધિવાલા **સાધુજનો** મને શરણુ હો! ૩૪

વૈર–વિરોધનો ત્યાગ કરનાર, સદાકાલ અદ્રોહી, અતિશય શાંત મુખથી શોભન, ગુણ સંદોહના બહુમાનને ધરનાર અને મોહને હણનારા **સાધુપુરૂષો** મારા શરણભૂત હો! ૩૫

સ્નેહનાં બંધનોને તોડનાર, નિર્વિકાર સ્થાનમાં વસનાર, નિર્વિકાર સુખના અભિલાષુ,

સત્પુરૂષોના મનને આનન્દ દેનાર અને આત્મામાં રમનાર **સાધુપુરૂષો** મારા શરણુ હો ! ૩૬

વિષય અને કષાયનો ત્યાગ કરનાર, ઘર તેમજ સ્રીસંગના આપાતરમ્ય સુખના સ્વાદને છોડી દેનાર, હર્ષ તથા શોકના વાતાવરણથી પર અને પ્રમાદના ત્યાગી **સાધુજનોના** શરણને હું સ્વીકારૂં છું. ૩૭

હિંસા આદિ દોષોથી મૂકાયેલા, સર્વ જીવોને વિષે કરૂણાભાવમાં રમતા, સ્વયમેવ સમ્યગ્ દર્શન આદિને મેલવનાર, અજરામરપદના માર્ગમાં અભ્યાસવાલા તેમજ અતિશય સુકૃત–પુણ્યવાન શ્રી **સાધુજનો** મને શરણ હો ! ૩૮

કામની વિડંબનાઓથી પર, મલની જેમ કલિ–દોષોથી મૂકાયેલ, સ્તેયવૃત્તિ–ચૌર્યવૃત્તિના

ત્યાગી, પાપ રજ—મલના કારણુ સમા મૈથુન-વિષયક્રીડાથી રહિત અને સાધુપુરૂષોના ગુણ-રત્નની કાન્તિવાલા **મુનિવરો** મને શરણુ હો ! ૩૯

જે કારણુથી આચાર્ય, ઉપાધ્યાય વિગેરે પણુ સાધુતામાં સારી રીતિએ સ્થિત હોવાથી સાધુ કહેવાય છે, તે કારણુથી શરણીય—શરણુને યોગ્ય આચાર્ય, ઉપાધ્યાય વિગેરે **સાધુજનોનું** મને શરણુ હો ! ૪૦

**શ્રી જિનધર્મનું શરણ—**

એ મુજબ સાધુપુરૂષોના શરણુને સ્વીકારનાર પુણ્યવાન ભવ્ય જીવ, અતિ હર્ષના યોગે ખડી થયેલી રોમરાજીના વિસ્તારને બખ્તરની જેમ ધારણુ કરતો, આ રીતિએ ધર્મને શરણુ તરીકે સ્વીકારવાને સારૂ કહે:- ૪૧

અતિ ઉત્કટ પુણ્યના ઉદયથી પ્રાપ્ત થનાર તેમજ સામાન્ય પુણ્યવાનોને પ્રાપ્ત થવા છતાંયે સફલ રીતિયે પ્રાપ્ત નહિ બનનાર, એવા શ્રી કેવલી ભગવાને ઉપદેશેલ **ધર્મને** હું શરણુ તરીકે અંગીકાર કરૂં છું. ૪૨

દેવલોક અને માનવલોકના સુખભોગો, શ્રી જિનધર્મની પ્રાપ્તિ થયે છતે કે ન થયે છતે પણ થાય છે, પણ મોક્ષસુખની પ્રાપ્તિ તો જે શ્રી જિનધર્મની આરાધનાના યોગે જ મલે છે, તે શ્રી **જિનધર્મ** મને શરણુભૂત હો ! ૪૩

અતિશય રીતિએ પાપોને દલી નાખનાર, જન્મને શુભ કરનાર અને અધર્મને ગાલી દેનાર, વળી આદિ–શરૂકાલમાં–સેવનકાલમાં તેમજ અન્ત્યકાલમાં સેવનના પરિણામે રમ્ય એવો શ્રી **જિનધર્મ** મને શરણુ હો ! ૪૪

ત્રણે કાલમાં અવિનાશી, જન્મ–જરા–મરણુ વિગેરે સેંકડોગમ વ્યાધિઓને શમાવનાર અને અમૃતપાનની જેમ સર્વજનસમાજને પરમ ઈષ્ટ, શ્રી **જિનમતનું** હું શરણું ગ્રહું છું. ૪૫

કામના ઉન્માદોને વિશેષ રીતિએ શમાવનાર, દૃષ્ટ અને અદૃષ્ટ એ બન્ને પદાર્થોમાં વિરોધ નહિ આવવા દેનાર અને મોક્ષ રૂપ ફલને આપવાનું સામર્થ્ય ધરાવનાર, માટે જ અમોઘ–સફલ એવા શ્રી **જિનધર્મને** શરણે હું જાઉં છું. ૪૬

નરકગતિના ગમનને રોકનાર, ગુણોના સમુહમય, અન્ય વાદિજનોથી પણ જેની તત્ત્વવ્યવસ્થા અક્ષોભ્ય છે, તેમજ કામ સુભટને જીતી લેનાર શ્રી **જિનધર્મનું** હું શરણું સ્વીકારૂં છું. ૪૭

દેવાદિ ગતિઓનું કારણ હોવાને અંગે ભાસ્વર, સુન્દર વર્ણવાળા, રત્નજડિત આભૂષણોની જેમ મહત્ત્વભૂત અને મહામૂલ્યવાળા, તેમજ નિધિની જેમ અજ્ઞાન રૂપ દારિદ્યને ટાલનાર, શ્રી જિનકથિત **ધર્મ**ને હું વાંદું છું. ૪૮

**દુષ્કૃતની નિન્દા-**

આ મુજબ, ચારેય શરણાંના સ્વીકારથી, ઉપાર્જિત કરેલ સુકૃતના યોગે જેના શરીરપરની રોમરાજી ચોમેરથી વિકસ્વર થઇ છે, એવો પુણ્યવાન લઘુકર્મી જીવ, કરેલાં પાપોની નિન્દાથી તે અશુભ પાપોના ક્ષયને ઇચ્છતો આ રીતિએ કહેઃ- ૪૯

શ્રી જૈનશાસનમાં નિષિદ્ધ એવાં પાપો, જેવાં કે-મિથ્યાત્વની પ્રવૃત્તિ કરવા રૂપ, અધિકરણ આદિ રૂપ, જે આ ભવમાં કે અન્ય ભવોમાં મેં

ઉપાર્જેલ છે, તે સઘલાંયે દુષ્ટ પાપોને હું ગુરૂ-
જનોની સાક્ષીમાં નિન્દું છું. ૫૦

મિથ્યાત્વભાવના અન્ધકારથી અન્ધ બનીને,
મેં અજ્ઞાનતાના યોગે શ્રી અરિહંતદેવ આદિનો જે
અવર્ણવાદ કર્યો હોય, તે અવર્ણવાદના પાપને હું
હમણાં નિન્દું છું–ગર્હું છું. ૫૧

શ્રુત, ધર્મ, સંઘ અને સાધુજનોને વિષે,
પ્રત્યનીક ભાવથી જે કાંઈ પાપ કર્યું હોય તે,
તેમજ અન્ય પાપસ્થાનકોને વિષે જે પાપ આચ-
રાયું હોય તે, એ સઘલાને હાલ હું નિન્દું છું–
ગર્હું છું. ૫૨

મૈત્રી, કરૂણા આદિના પાત્રભૂત એવા અન્ય
જીવોને મેં જે પરિતાપના–પીડા વિગેરે દુ:ખો
ઉપજાવ્યાં હોય, તે સર્વને હાલ હું નિન્દું છું–
ગર્હું છું. ૫૩

મન, વચન અને કાયાના યોગોથી, કરવા-કરાવવા અને અનુમોદના દ્વારાયે, ધર્મથી વિરૂદ્ધ અને અશુદ્ધ જે કાંઈ પાપ મારાથી આચરાઈ ગયેલ હોય, તેને હું નિન્દું છું. ૫૪

**સુકૃતની અનુમોદના-**

આ રીતિએ દુષ્કૃતની નિન્દાથી અશુભને દૂર ટાલનાર ભવ્ય જીવ, સુકૃતના અવિહડ રાગના યોગે ઉલ્લસિત થયેલાં પવિત્ર રોમાંચથી અતિ-શય ઉલ્લાસમાં આવીને, આ મુજબ સ્પષ્ટ-પણે કહે :- ૫૫

શ્રી અરિહંત પરમાત્માનું અરિહંતપણું, શ્રી સિદ્ધ ભગવન્તોનું સિદ્ધપણું, શ્રી આચાર્યદેવોનું આચાર્યપણું અને શ્રી ઉપાધ્યાય મહારાજોનું ઉપાધ્યાયપણું— ૫૬

તેમજ શ્રી સાધુજનોનું સાધુચરિત, શ્રાવક-સમાજનું દેશવિરતિપણું તેમજ સમ્યગ્દષ્ટિ આત્માઓનું સમ્યગ્દર્શન,—આ સર્વ ગુણોને હું અનુમોદું છું. ૫૭

અથવા શ્રી વીતરાગ પરમાત્માના વચનના અનુસારે જે સર્વ સુકૃત ત્રણે ય કાલમાં ( આ ભવ, પરભવ અને ભવોભવમાં) આચર્યું હોય, તેને મન–વચન–કાયાથી અમે અનુમોદીએ છીએ. ૫૮

**આરાધનાનું મહત્ત્વ–**

આ રીતિએ, સદાકાલ શુભ પરિણામવાલો પુણ્યવાન જીવ, ચાર શરણાદિ આચારોને આચરવાના યોગે કુશલ પુણ્યપ્રકૃતિઓને બાંધે છે અને પૂર્વબદ્ધ અશુભ પ્રકૃતિઓને શુભ અનુબંધવાલી કરે છે. ૫૯

તેમજ જે શુભ પ્રકૃતિઓ મંદ રસવાલી બાંધેલ હોય, તેને તીવ્ર રસવાલી કરે છે અને મંદ રસવાલી અશુભ પ્રકૃતિઓને અનુબંધરહિત કરે છે તથા જે અશુભ પ્રકૃતિઓ તીવ્ર રસવાલી હોય છે, તેને મંદ રસવાલી કરે છે. ૬૦

ચાર શરણાંઓનો સ્વીકાર, આ રીતિના અનુપમ ફલને આપનાર હોઇને, બુદ્ધિશાલી પુરૂષોએ રોગાદિ આપત્તિમાં તેમજ રોગાદિ સંક્લેશ ન હોય તોયે હંમેશાં–ત્રણે કાલ સુકૃત છે ફળ જેનું એવાં આ શરણાંઓનું સ્મરણ કરવું જોઇએ. ૬૧

અન્તિમ ઉપદેશ–

જેણે દાન, શીલ, તપ અને ભાવ રૂપ ચાર અંગવાલા ધર્મની આરાધના કરી નથી, જેણે અરિહંતાદિક ચાર પ્રકારનાં શરણાંઓ સ્વીકાર્યા

નથી અને જેણે સામગ્રી મલવા છતાંયે ચાર ગતિ રૂપ સંસારનો છેદ કરવાને પ્રયત્ન ન સેવ્યો, હા !!! ખેદની વાત છે કે–તેણે માનવજન્મને ફોગટ ગુમાવ્યો. ૬૨

આ રીતિએ હે ચેતન ! મહાન શત્રુની જેમ પ્રમાદને જીતનાર વીર–સુભટ સમાન, ભદન્ત–કલ્યાણસ્વરૂપ, તેમજ મોક્ષસુખના પરમ–અવન્ધ્ય કારણભૂત આ અધ્યયનનું તું ત્રણે કાલ પઠન કર–ધ્યાન ધર. ૬૩



**બાલપંડિત મરણ–**

સર્વથી છયે કાયના જીવોની દયા, તેના એક દેશની–ત્રસની દયા, તેનું પણ એક દેશથી પાલન કરનાર એટલે સર્વવિરતિના એક દેશનીય દેશથી વિરતિને પાલનાર સમ્યગ્દૃષ્ટિ આત્મા, સમાધિ-પૂર્વક જે મરણને પામે છે, તે શ્રી જૈનશાસનમાં **બાલપંડિત** મરણ ગણાય છે. ૧

શ્રી જૈનશાસનમાં સર્વથી અને દેશથી–એ બન્ને રીતિએ ચારિત્ર–વિરતિધર્મની આરાધના વિહિત કરેલ છે. પાંચ અણુવ્રતો અને સાત શિક્ષાવ્રતો, એ મુજબ બાર વ્રતોનું અથવા તે બાર વ્રતો પૈકી એકાદ બે વ્રતોનું આરાધન,

દેશવિરતિધર્મ ગણાય છે. જ્યારે પાંચ મહાવ્રતોનું પાલન, એ સર્વવિરતિધર્મ છે. ૨

સ્થૂલ રીતિએ પ્રાણિવધ, અસત્યભાષા, સ્તેય-ચૌર્યવૃત્તિ, પરસ્ત્રીગમન અને પરિમાણરહિત પરિગ્રહ આ પાંચેય પાપોની વિરતિ—તેનો નિયમ, તે પાંચ અણુવ્રતો તરીકે ઓળખાય છે. ૩

છયે દિશાઓના ગમનાગમનનું પરિમાણ રાખવું, નિરર્થકના પાપ રૂપ દંડોથી આત્માને અલગો રાખવો અને દેશાવકાશિક વ્રત,—એ ત્રણેય ગુણવ્રતો ગણાય છે. ઉપરનાં પાંચેય અણુવ્રતોની પાલનામાં આ ત્રણ પરમ સાહાયક છે. ૪

ભોગ અને ઉપભોગનું પરિમાણ, સામાયિક, અતિથિ—સાધુજનોનો સંવિભાગ અને ચારે પ્રકારના પૌષધ—પાપવ્યાપારોનો ત્યાગ,—એ ચારેય શિક્ષાવ્રતો ગણાય છે. ૫

અકસ્માત્ મરણ આવી જાય, જીવિતની આશા રહી હોય અથવા સ્વજન-જનોએ સંલેખનાને સારૂ અનુમતિ ન આપી હોય, આ ત્રણેય-કારણોથી કદાચ અન્તિમ સંલેખના થઇ ન શકે તો પણ— ૬

જે આત્મા, શલ્યરહિતપણે પૂર્વનાં પાપોની આલોચના કરીને, ઘરને વિષે નિશ્ચયપૂર્વક સંથારો સ્વીકારે છે અને સમાધિપૂર્વક મરણને પામે છે, તે મરણ **બાલપંડિત મરણ** કહેવાય છે. ૭

સમાધિમરણને અંગેની જે વિધિ, ભક્ત-પરિજ્ઞા નામના પ્રકીર્ણકમાં વિસ્તારથી ઉપદેશેલ છે, તે વિધિ બાલપંડિત મરણને વિષે યથાઘટિત સમજી લેવી. ૮

બાલપંડિત મરણને પામનાર આત્મા, નિશ્ચિત રીતિયે વૈમાનિક દેવલોકમાં ઉત્પન્ન થાય છે અને

ઉત્કૃષ્ટથી (છેવટ) સાતમા ભવને વિષે મોક્ષપદને મેલવે છે. ૯

**પંડિત મરણ–**

આ મુજબ, શ્રી જિનશાસનમાં બાલપંડિત મરણનું સ્વરૂપ અને ફલ દર્શાવેલ છે : ત્યારબાદ હે પંડિત ! **પંડિત મરણ**ના સ્વરૂપને હું સંક્ષેપથી કહું છું. ૧૦

તે પંડિત મરણ, સાધુજનોને હોય છે અને ગીતાર્થ ગુરૂની સમીપે તે સાધુજનો આ મુજબ પૂર્વ પાપની આલોચના કરવા પૂર્વક તે મરણને સ્વીકારે છે :–

**પાપોની આલોચના–**

હે ભગવન્ ! હું અનશનને સારૂ સામાન્ય રીતિયે પાપવ્યાપારોને આલોચું છું–પ્રતિક્રમું છું,

ભૂતકાલીન પાપોને પ્રતિક્રમું છું, ભાવીકાલનાં પાપોને હું પ્રતિક્રમું છું અને વર્તમાનકાલનાં પાપોને પ્રતિક્રમું છું: કરેલાં પાપોને, કરાવેલાં પાપોને અને અનુમોદેલાં પાપોને હું પ્રતિક્રમું છું: હે વિભો! હું મિથ્યાત્વને પ્રતિક્રમું છું, અ-સંયમને પ્રતિક્રમું છું, કષાયોને પ્રતિક્રમું છું તેમજ હું ફરી ફરીને તે પાપવ્યાપારોને પ્રતિક્રમું છું.

હે ત્રિલોકનાથ! મિથ્યાદર્શનના પરિણામોને વિષે, આ લોકને વિષે, પરલોકને વિષે, સચિત્તને વિષે, અચિત્તને વિષે તેમજ પાંચેય ઇન્દ્રિયોના ત્રેવીસ વિષયોને વિષે, જે મેં અશુભ ચિન્તવ્યું હોય–(તે સર્વ મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ.)

મેં અજ્ઞાનને વિષે સારાપણાની વિચારણા કરી હોય, આચારોથી વિરૂદ્ધ ધ્યાન ધર્યું હોય, કુદર્શનમાં સારાપણું ચિન્તવ્યું હોય, ક્રોધ–માન–

માયા તેમજ લોભને વશ થઈને જે કાંઈ અનિષ્ટ ચિન્તવ્યું હોય, વળી હે સ્વામિન્ ! રાગ, દ્વેષ અને મોહને વશ થઈને જે ચિન્તવ્યું હોય—( તે સર્વ મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. )

અશુભ ઇચ્છાઓને વશ થઈને, મિથ્યાત્વભાવને આધીન બનીને, મૂર્ચ્છાભાવને પામીને, સંશયને વશ બનીને, અન્યમતની વાંચ્છા રાખીને, આસક્તિ અને આશાના યોગે, તેમજ તૃષા–તરસ અને ક્ષુધા–ભૂખના યોગે, વલી વિષમ-માર્ગના પરિશ્રમના યોગે, માર્ગના પ્રસ્થાનના યોગે, નિદ્રાના યોગે, નિદાન અને સ્નેહને વશ બનીને ( જે કાંઈ અશુભ–દુષ્કૃત ચિન્તવ્યું હોય, તે સર્વ મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. )

કામને વશ બનીને, કલુષિતવૃત્તિને આધીન થઈને, કલહના યોગે, સામાન્ય અને મહાન

યુદ્ધને અંગે, સંગ તેમજ સંગ્રહને આધીન બનીને, વ્યવહારના યોગે તેમજ ક્રય–વિક્રયના યોગે, વલી અનર્થદંડની પ્રવૃત્તિઓના યોગે, ઉપયોગ યા અનુપયોગના યોગે, દેવાદાર પરિસ્થિતિને અંગે, તેમજ વૈરને અંગે, તર્ક–વિતર્કને વશ બનીને, હિંસાને વશ બનીને અને સામાન્ય હાસ્યના અંગે તથા વિશેષ હાસ્યના અંગે ( જે કાંઈ અશુભ–દુષ્કૃત ચિન્તવ્યું હોય, તે સર્વ મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. )

અતિ રોષને અંગે, કઠોર પાપોના યોગે, ભયને અંગે, રૂપને અંગે, તેમજ સ્વની પ્રશંસાને અને પરની નિન્દા–ગર્હાને અંગે, ધનાદિ મેળવવાને સારૂ, તેમજ અન્યોને કલેશ આપવાને સારૂ, અને અન્યોના શિરે ખોટા દોષોનો આરોપ કરવાને સારૂ, ( આ બધાં કારણોથી મેં

જે કાંઈ અશુભ ચિન્તવ્યું હોય, તે સર્વ મારૂં દુષ્કૃત મિથ્યા હો. )

આરંભ-સમારંભના યોગે, પાપની અનુમોદનાના અંગે, અધિકરણ-જીવહિંસાનાં સાધનોને મેલવવાને અંગે, અસમાધિ મરણની પરિસ્થિતિને અંગે, કર્મના ઉદયથી પરાધીન બનવાને અંગે, ઋદ્ધિ, રસ અને શાતા ગારવના યોગે, અવિરતિ પરત્વેના અનુરાગથી, તેમજ સંસારસુખના અભિલાષ પૂર્વકના મરણને પામવાના યોગે, ( આ સઘળાંયે કારણોને પામીને તે અવસરે ) જે કાંઈ મેં અશુભ ચિન્તવ્યું હોય, તે સર્વ મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ.

દિવસ સંબન્ધી કે રાત્રી સંબન્ધી, ઉંઘતાં કે જાગતાં, અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર કે અનાચાર એ ચારે પ્રકારનાં દૂષણોથી કોઈ પણ

પાપનું સેવન મેં કરેલ હોય, તે સર્વ મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ.

**સમાધિનો સ્વીકાર-**

જિનો-સામાન્ય કેવલીઓને વિષે વૃષભસમા ત્રિલોકનાથ શ્રી વર્દ્ધમાનસ્વામીને, તેમજ શ્રી ગણધરદેવો સહિત અન્ય જગત્‌પૂજ્ય જિનેશ્વર-દેવોને હું નમસ્કાર કરૂં છું. ૧૧

સર્વ પ્રકારના પ્રાણિહિંસાના પાપને, સર્વ પ્રકારના અસત્યને, સર્વ રીતિયે અદત્ત-સ્તેય પ્રવૃત્તિને, સર્વ પ્રકારની વિષયક્રીડાઓ-મૈથુનને અને સર્વ પ્રકારના પરિગ્રહને હું ત્યજું છું. ૧૨

મારે સર્વ જીવોને વિષે સમભાવ છે. કોઇની પણ સાથે મારે વૈર નથી. સર્વ પ્રકારની આશા-ઓને ત્યજીને હું હવે સમાધિને પાળું છું. ૧૩

**સર્વ જીવોને ક્ષમાપના-**

સર્વ પ્રકારના આહારનો, સંજ્ઞાઓ તેમજ ગૌરવોનો, અને કષાયો તેમજ મમત્વનો હું સર્વ રીતિએ ત્યાગ કરૂં છું. વળી સર્વ જીવરાશિને હું ખમાવું છું. ૧૪

જો મારા આયુષ્ય—જીવનનો આ સમયે ઉપક્રમ થવાનો હોય, તો આ પ્રકારનાં પચ્ચખ્ખાણો તેમજ વિપુલ અને વિશુદ્ધ એવી આરાધના મને હો ! ૧૫

સર્વ રીતિએ દુ:ખોથી મૂકાયેલા શ્રી સિદ્ધ-ભગવાન તેમજ શ્રી અરિહંત પરમાત્માને મારા નમસ્કાર હો ! શ્રી જિનેશ્વરોએ ઉપદેશેલ તત્ત્વને હું સદ્દહું છું—શ્રદ્ધાપૂર્વક સ્વીકારૂં છું અને સર્વ પ્રકારના પાપવ્યાપારોને ત્યજું છું. ૧૬

**સંથારાનો સ્વીકાર-**

જેઓએ સર્વ પ્રકારનાં પાપોને ખપાવ્યાં છે, તે શ્રી સિદ્ધોને તેમજ મહર્ષિ પુરૂષોને મારા નમસ્કાર હો! એ મુજબ તે મહાન પુરૂષોને સ્મરીને, હું શ્રી કેવલીભગવાને પ્રરૂપેલ સંથારાને સ્વીકારૂં છું. ૧૭

મેં મારા સંસારવાસ દરમ્યાન, અત્યાર અગાઉ જે કાંઈ પણ અશુભ આચર્યું હોય, તે સર્વને હું મન, વચન અને કાયાથી ત્યજું છું, તેમજ નિરપવાદ રીતિએ જ્ઞાન, શ્રદ્ધા અને ક્રિયા રૂપ ત્રણ પ્રકારનું સામાયિક હું સ્વીકારૂં છું. ૧૮

બાહ્ય અને આભ્યંતર ઉપધિ, તેમજ ભોજન સહિત શરીર વિગેરેને, ત્રિવિધ યોગે મન, વચન અને કાયાથી ભાવપૂર્વક હું ત્યજું છું. ૧૯

તેમજ સર્વ પ્રકારના જીવહિંસાના પાપનું, સર્વ અસત્યનું, સર્વ રીતિની સ્તેયપ્રવૃત્તિનું, સર્વ વિષય–મૈથુનક્રીડાઓનું અને સર્વ પ્રકારના પરિગ્રહનું હું પચ્ચખ્ખાણુ કરૂં છું–તેને હું છોડું છું. ૨૦

મારે સર્વ જીવોને વિષે સમભાવ છે. કોઈની પણ સાથે મારે વૈર નથી. સર્વ પ્રકારની આશાઓને ત્યજીને હું હવે સમાધિને પાળું છું. ૨૧

આત્માને બંધનના કારણભૂત એવા રાગ, બંધ, દ્વેષ, હર્ષ, દીનતા, ઉત્સુકતા, ભય, શોક, રતિ અને અરતિ, એ સઘલાયને હું ત્યજું છું. ૨૨

**એકત્વ ભાવના–**

'મારૂં, મારૂં'–એ રીતિએ મૂંઝવનાર મમત્વનો હું ત્યાગ કરૂં છું. નિર્મમત્વદશાને હું સ્વીકારૂં છું. મારૂં પરમ આલંબન તો મારો આત્મા છે. એ સિવાયના સર્વને હું ત્યજું છું. ૨૩

સાચેજ મારો આત્મા એજ જ્ઞાન રૂપ છે, મારો આત્મા એજ દર્શન રૂપ છે, મારો આત્મા એજ પચ્ચખ્ખાણુ રૂપ છે અને મારો આત્મા એજ સંયમના યોગસ્વરૂપ છે. ૨૪

જીવ—આત્મા એકાકી—એકલો જાય છે, એકલોજ જન્મ લે છે, આત્માનું મરણુ એકાકીભાવે થાય છે અને કર્મમલને દૂર કરીને એકાકીપણેજ તે મોક્ષને મેળવે છે. ૨૫

જ્ઞાન—દર્શનથી યુક્ત એવો મારો આત્મા એક અને શાશ્વત છે : અન્ય સર્વ સંયોગજન્ય—સંયોગસ્વરૂપ શરીર, ધન, કુટુંબ, આદિ મારાથી બાહ્ય—પર છે. ૨૬

આત્માએ અનાદિ સંસારમાં સંયોગમૂલક દુ:ખની પરંપરાઓને પ્રાપ્ત કરી છે, માટેજ તે સંયોગના સર્વ સંબન્ધોને ત્રિવિધ—યોગે હુ ત્યજું છું. ૨૭

દુષ્કૃતની નિન્દા-

મેં પ્રમાદના યોગે જે મૂલગુણો અને ઉત્તર-ગુણોની આરાધના ન કરી હોય તે, તેમજ ભાવિકાલની તે મૂલ-ઉત્તરગુણોની વિરાધનાને હું પ્રતિક્રમું છું. ૨૮

સાત પ્રકારના ભયો, આઠ મદસ્થાનો, ચાર સંજ્ઞાઓ, ત્રણ ગારવો અને તેત્રીસ આશાતનાઓ તેમજ રાગ અને દ્વેષ, આ સઘલાયને હું ગુરૂની સમક્ષ નિન્દુ છું-ગર્હું છું. ૨૯

જીવ અને અજીવોને અંગેના અસંયમ, અજ્ઞાન, મિથ્યાત્વ તેમજ સર્વ પ્રકારનું મમત્વ, એ સર્વને હું નિન્દું છું-ગુરૂની સમક્ષ ગર્હું છું. ૩૦

જે નિન્દનીય છે અને જે ગર્હણીય છે, તે સર્વને હું નિન્દું છું, ગુરૂની સમક્ષ ગર્હું છું તેમજ તે પાપોની આલોચનાને કરૂં છું. વળી સર્વ

પ્રકારની બાહ્ય અને આન્તર ઉપાધિ રૂપ જે માયા, તેને પણ આલોચું છું. ૩૧

જેમ બાલક પોતાના વડિલજનોની સમક્ષ, બોલતાં બોલતાં પોતાના કાર્યને તેમજ અકાર્યને જે રીતિએ સરલ સ્વભાવે કહે છે, તેમ મુમુક્ષુ-સાધુ, પોતાના હૈયાને નિ:શલ્ય કરીને, માયા-મૃષાભાવ વિના ગુરૂજનની સમક્ષ પૂર્વપાપોને આલોચે. ૩૨

જ્ઞાન, દર્શન, તપ અને ચારિત્ર એ ચારેયના વિષે અકંપ, ધીર તેમજ આગમોના અભ્યાસોમાં કુશલ અને સ્હામાનાં ગુપ્ત રાખવા યોગ્ય પાપોને ગુપ્તપણે ગંભીરતાથી પેટમાં સાચવી રાખનાર, (ગુરૂમહારાજ આલોચના આપવાને યોગ્ય છે.) ૩૩

આલોચના લેનાર સાધુ, ગુરૂદેવની સેવામાં નમ્રતાથી કહે કે–હે ભગવન્! રાગથી કે

દ્વેષથી, તેમજ આપના ઉપકારને ભૂલીને અકૃતજ્ઞતાના યોગે અને પ્રમાદભાવથી આપના સંબન્ધી જે કાંઇ અયોગ્ય મેં કહેલ હોય, તે સર્વેને હું ત્રિવિધ–યોગે ખમાવું છું. ૩૪

**મરણની પ્રાપ્તિના પ્રકારો–**

શ્રી પરમજ્ઞાની પુરૂષોએ ત્રણ પ્રકારનાં મરણ કહ્યાં છે. મિથ્યાદૃષ્ટિ આત્માઓ બાલ મરણને પામે છે, સમ્યગ્દૃષ્ટિ અને દેશવિરતિ આત્માઓ બાલપંડિત મરણને પામે છે અને સર્વવિરત સાધુપુરૂષો પંડિત મરણને પ્રાપ્ત કરે છે. ૩૫

વળી જેઓ આઠ પ્રકારનાં મદસ્થાનોને સેવનારા, ચંચલ–નષ્ટ બુદ્ધિવાલા તેમજ વક્ર સ્વભાવમાં ટેવાઇ ગયેલા હોય છે, તે પ્રાયઃ અસમાધિપૂર્વક મરણને પામે છે. સાચે જ આવાઓ આરાધક–ભાવને પામી શકતા નથી. ૩૬

જેઓનું મરણુ, આરાધક-ભાવથી રહિત બને છે, તેઓ દેવલોકમાં પણુ અશુભ ગતિમાં ઉપજે છે : બોધિની પ્રાપ્તિ તેવાઓને દુર્લભ બને છે : તેમજ ભાવિકાલમાં તે લોકોનો સંસાર અનન્તો થાય છે. ૩૭

ગુરૂ-શિષ્યની પ્રશ્નોત્તરી-

દેવની દુર્ગતિ આદિને અંગે શિષ્ય જિજ્ઞાસુ-ભાવે પૂછે છે કે-હે ભગવન્ !

(૧) દેવોને વિષે દુર્ગતિ કયી ?

(૨) અબોધિ એટલે શું ?

(૩) કયા કારણે વારંવાર મરણો થયા કરે છે ? તેમજ-

(૪) આત્મા અનન્ત અને અપાર સંસારમાં શા સારૂ ભમે છે ? ૩૮

( ગુરૂદેવ, જિજ્ઞાસુને જુવાબ આપે છે કે-)

'કન્દર્પદેવ, કિલ્બિષદેવ, ચાકરદેવ, અસુરદેવ અને સંમોહદેવ'—આ પાંચેય દેવો, દેવલોકને વિષે અશુભ ગતિવાલા દેવો ગણાય છે. આ લોકમાં પોતાના મરણને વિરાધીને તેઓ આવા પ્રકારની દુર્ગતિ—કુગતિને પામે છે. ૩૯

મિથ્યાભાવમાં પરિણુત, નિદાન કરનારા, તેમજ કૃષ્ણ—અશુભ લેશ્યા—માનસિકપરિણુતિવાલાઓ, આ લોકમાં પોતાના મરણને વિરાધે છે—અસમાધિપૂર્વક મરે છે. આવાઓને ભાવિકાલમાં બોધિની પ્રાપ્તિ દુર્લભ બને છે. ૪૦

સમ્યગ્ભાવમાં પરિણુત, નિદાનને નહિ કરનારા તેમજ શુકલ—શુભ લેશ્યા—માનસિક પરિણુતિવાલાઓ, સમાધિપૂર્વક મરણને પામે છે. આ પુણ્યવાનોને ભાવિકાલમાં બોધિની પ્રાપ્તિ સુલભ બને છે. ૪૧

જેઓ ગુરૂજનો પરત્વે દ્વેષભાવ રાખે છે, અતિ પ્રમાણુમાં મોહને આધીન રહે છે તેમજ જેઓ ચારિત્રની મલિનતાના કારણુભૂત દોષોમાં રચ્યા-પચ્યા રહે છે અને કુશીલ-અનાચારોને આચર્યા કરે છે, તેઓ અસમાધિથી મરણુને પામીને ભાવિકાલમાં પોતાનો અનન્તો સંસાર વધારે છે. ૪૨

જેઓ શ્રી જિનેશ્વરદેવનાં વચનોને વિષે અનુરાગ રાખે છે, ગુરૂજનોનાં વચનોને ભાવપૂર્વક સદ્દહે છે અને ચારિત્રની મલિનતાના કારણુભૂત દોષોથી પર રહેવા પ્રયત્ન કરે છે, તે પુણ્યવાન લોકો સંસારને અલ્પ કરે છે. ૪૩

જેઓ શ્રી જિનેશ્વરદેવનાં વચનોને નથી જાણુતા, તે બીચારા વારંવાર અસમાધિ-બાલ મરણોને અને અનિચ્છાપૂર્વકનાં અકામ મરણોને પામનારા બને છે. ૪૪

શસ્ત્રના ઘા ખાઈ ને, ઝેર ખાઈ ને, અગ્નિમાં કે જલમાં પેસીને મરણ મેલવનાર, તેમજ અનાચારભૂત પાખંડોને સેવીને જીંદગીને પૂરી કરનાર, આવા લોકો પોતાની અશુભ કારવાઈ-ઓના યોગે જન્મ–મરણની પરંપરાઓને વધારી મૂકે છે. ૪૫

ઉર્ધ્વલોક, અધોલોક અને તિર્ચ્છીલોકમાં આત્માએ અનન્તી વાર બાલ મરણો કર્યાં છે, જ્યારે દર્શન અને જ્ઞાનગુણોથી સહિત હું હવે પંડિત મરણે મરવાને ઈચ્છું છું. ૪૬

આત્માને શિક્ષાપાઠ—

હે આત્મન્! અનેક રીતિએ ઉદ્વેગને આપનાર જન્મ તેમજ મરણની વેદનાઓને અને નરક-સ્થાનોને વિષેની ઘોર યાતનાઓને, તેં ભૂત-કાલમાં અકામે–અનિચ્છાએ અનન્તી વાર સહી

છે. તેને યાદ કરતો તું હમણાં પંડિત મરણને સ્વીકાર! ૪૭

હે ચેતન! જ્યારે દુ:ખનાં નિમિત્તો મલે કે દુ:ખો ઉત્પન્ન થાય, ત્યારે સ્વભાવથી તેની ઉત્પત્તિનો વિચાર કર: તેમજ એ યાદ કર કે– "સંસારમાં ભમતાં મેં કયાં કયાં દુ:ખો મેલવ્યાં નથી?" ૪૮

અનાદિકાલથી સંસારમાં ભટકતાં મેં અનેક વેલાયે સર્વે પુદ્ગલોને ભોગવ્યા છે અને પરિણમાવ્યા છે, છતાંયે હજુયે હું તૃપ્તિને–સંતોષને પામ્યો નથી. ૪૯

તૃણ તેમજ લાકડાંઓથી જેમ અગ્નિની જ્વાલાઓ શમતી નથી અને હજારો નદીઓના જલથી જેમ સાગર પૂરાતો નથી, તેમ કામ-ભોગોથી આત્મા કદી–કાલે તૃપ્તિને પામી શકતો નથી. ૫૦

હે ચેતન ! તને ખબર છે ? સચિત્ત આહારની કેવલ મૂર્ચ્છાને વશ બનીને, તંદુલીયા મત્સ્યો સાતમી નરકમાં જાય છે, માટે મનથી પણ સચિત્ત આહારની પ્રાર્થના–અભિલાષા તારે ન રાખવી. ૫૧

**અભ્યાસની આવશ્યકતા–**

પૂર્વના અભ્યાસવાલો, નિદાનરહિત બનેલો, તેમજ સામાન્ય મતિ અને વિશેષ બુદ્ધિ પૂર્વક કષાયોની વિષમતાને સમજવા પૂર્વક કષાયોનું મર્દન કરીને સજ્જ બનેલો હું, હવે શીઘ્ર મરણને અંગીકાર કરૂં છું. ૫૨

લાંબા કાલના અભ્યાસ વિના, અકાલે–અચાનક અનશન સ્વીકારનારાઓ, કદાચ પૂર્વકૃત કર્મોના સામર્થ્યથી પાછા પડે છે–સમાધિને હારી જાય છે અને દુર્ગતિમાં ધકેલાઈ જાય છે. ૫૩

તે કારણથી રાધાવેધને સાધનારની પેઠે, મોક્ષમાર્ગમાં સકારણ ઉદ્યમવાન બનીને, મુમુક્ષુ-જીવોએ પોતાના આત્માને જ્ઞાનાદિ ગુણોનો સતત્ અભ્યાસી રાખવો. ૫૪

**વિવેકપૂર્વક દેહનો ત્યાગ-**

બાહ્ય-પૌદ્ગલિક વ્યાપારોથી પર બનેલો, આભ્યંતર-ધ્યાન યોગ આદિ આત્મવિકાસનાં સાધનોમાં પ્રયત્નશીલ અને પટુ બુદ્ધિવાળો આત્મા યોગ્ય દેશકાલને વિષે આ નાશવંત શરીરનો ત્યાગ કરે છે. ૫૫

**ધર્મચિન્તાનું મહત્ત્વ-**

રાગ અને દ્વેષને હણી, આઠેય કર્મોનો નાશ કરી, જન્મ-મરણોની રેંટને ભેદી, હે ચેતન! એ રીતિએ કર્મોનો નાશ કરવાપૂર્વક તું સંસારથી અલગો બની મોક્ષને મેલવીશ. ૫૬

ત્રસ અને સ્થાવર જીવોના કલ્યાણ-ક્ષેમને કરનાર, મોક્ષમાર્ગના પારને પમાડનાર, શ્રીજિનેશ્વરદેવોએ પ્રરૂપેલ આ પ્રકારના સર્વ ધર્મોપદેશને હું ત્રિવિધ-યોગે સદ્દહું-સ્વીકારૂં છું. ૫૭

જો કે-મરણની વેલાએ, ચિત્તની સારી પણ સમાધિવાલા પુરૂષો, તે દેશ-કાલને અનુસારે બારેય પ્રકારના શ્રુતસ્કન્ધનું પરિશીલન કરી શકવાને સમર્થ નથી થઈ શકતા- ૫૮

છતાંયે શ્રી વીતરાગ પરમાત્માના માર્ગમાં, જે એક પણ પદ-શ્લોકને પામીને આત્માઓ વૈરાગ્યદશાને પામે છે, તે પદ-શ્લોકનું મુમુક્ષુ જીવોએ વારંવાર પરિશીલન કરવાપૂર્વક મરણને પામવું જોઇએ. ૫૯

આ પ્રકારે, જે સાધક આત્માઓ, મરણના અવસરે આરાધનામાં ઉપયોગવાલા બનીને, તેવા

પ્રકારના સંવેગજનક એક પણ શ્લોક-પદને ચિન્તવે છે, તે અવશ્ય આરાધક બને છે. ૬૦

આ મુજબની આરાધનામાં ઉપયોગવાલો, સુવિહિતપુરૂષ સારી રીતિએ સમાધિથી મરણને પામીને, સંસારમાં ઉત્કૃષ્ટથી ત્રણ ભવને કરીને મોક્ષ-મહાનન્દ પદને મેલવે છે. ૬૧

મરણના અવસરે-

અનશનને સ્વીકાર્યા બાદ, મરણની નજદિકની વેલાયે, સાધુપુરૂષોએ આ મુજબ આત્માને શિક્ષાપાઠ દેવો કે-હું પાંચ મહાવ્રતનો પાલનાર છું, સંયમધારી છું, આટલા જ સારૂ મારે આ અવસરે પૌદ્ગલિક પદાર્થોને વિષે મમત્વથી શું ?, માટે હું તે સર્વને ત્યજી દઉં છું. ( આ વસ્તુ ટૂંકમાં અત્ર જણાવી છે. ) ૬૨

અનાદિકાલના મારા સંસારવાસમાં મેં અત્યાર અગાઉ નહિ મેલવેલ એવા સુધા સમાન શ્રી જિનવચનને મેં જ્યારે પ્રાપ્ત કર્યું છે તેમજ સદ્‌ગતિ–મોક્ષના માર્ગભૂત રત્નત્રયીની મને પ્રાપ્તિ થઈ ગઇ છે, એટલે હવે હું મરણથી લેશ પણ ડરતો નથી. ૬૩

ધીર પુરૂષોને પણ એક અવસરે મરવાનું છે, તેમજ કાયર પુરૂષોને હાયવૉય પૂર્વક અવશ્ય એક વેલાયે દેહને છોડવાનો છે, જ્યારે આ રીતિયે મરણ બન્નેને માટે એકસરખું છે, તો શા સારૂ ધીરતાપૂર્વક સમાધિથી મારે ન મરવું? ૬૪

વલી શીલવાન જીવોને પણ એક વેલાયે મરણ આવનાર છે અને શીલહીન–અનાચારી જીવોને પણ અવશ્ય મરણની વેદના ભોગવ્યે જ છૂટકો છે, જ્યારે બન્નેની સ્થિતિ એકસરખી જ

છે, તો શીલવાન રહીને જ શા સારૂ ન મરવું? ૬૫

જે જીવો, પોતે પ્રાપ્ત કરેલ જ્ઞાન, દર્શન, તેમજ સમ્યક્ત્વપૂર્વકના ચારિત્રનો ઉપયોગ સારામાં સારી રીતિએ પ્રયત્નશીલ બનીને કરે છે, તે મુમુક્ષુ આત્માઓ અવશ્ય સંસારના પારને પામી જાય છે. ૬૬

ચિરકાલ સુધી બ્રહ્મચર્યનું સેવન કરનાર પુણ્યવાન આત્માઓ, અન્ય શેષ કર્મોનો નાશ કરીને, ક્રમશઃ વિશુદ્ધિ–નિર્મલતાને પામતા, સઘલાયે ક્લેશોથી મુક્ત બનીને સિદ્ધિગતિને મેલવે–પામે છે. ૬૭

જે કષાયોથી રહિત બને છે, ઇન્દ્રિયો તેમજ મનને દમે છે, આત્મવીર્યને પ્રકટ કરીને વીર થાય છે, વલી પારમાર્થિક કલ્યાણને સાધનારી પ્રવૃત્તિઓમાં અપ્રમત્ત રહે છે અને સંસારના

ભ્રમણુથી સદાકાલ ડરે છે, તે સાવદ્ય પુરૂષનું પચ્ચખ્ખાણુ રૂડું બને છે. ૬૮

આ રીતિએ મરણુના અવસરે, ધીર અને મૂંઝવણુ વિનાનો પુણ્યવાન પુરૂષ, સર્વ પાપ-વ્યાપારોના અને પર પદાર્થોના મમત્વનો ત્યાગ કરવા પૂર્વક-પચ્ચખ્ખાણુ કરીને મરણુને પામે છે. આવો આત્મા મરણુ બાદ, અવશ્ય ઉત્તમ સ્થાનને મેલવે છે. ૬૯

મંગલમય ઉપસંહાર-

ધીર, વિશિષ્ટ પ્રકારના જ્ઞાનના યોગે જરા અને મરણુને જાણુનાર, વિજ્ઞાન તેમજ જ્ઞાનથી શોભન, વલી લોકને વિષે સાચો ઉદ્યોત કરનારા, ત્રિલોકબંધુ શ્રમણુભગવાન શ્રી મહાવીર પરમાત્મા અમારાં સર્વ દુ:ખોનો ક્ષય કરો !!! ૭૦



પાપાચારોની નિન્દા-

કાલ, વિનય, બહુમાન વિગેરે આઠ પ્રકારના જ્ઞાનના આચારોની આરાધનામાં, જીવન દરમ્યાન પ્રમાદના યોગે જે અતિચારો મારાથી આચરાયા હોય, તે સઘલાયે અતિચારોને અત્યારે હું ત્રિવિધ યોગે મન, વાણી અને શરીરથી નિન્દું છું. ૧

નિઃશંકા, નિઃકાંક્ષા વિગેરે આઠ પ્રકારના દર્શન-સમ્યક્ત્વના આરાધ્ય આચારોમાં, મારા પ્રમાદથી જે કાંઇ અતિચારોનું સેવન મેં મારા જીવનકાલ દરમ્યાન કર્યું હોય, તે સઘલાયે અતિચારના પાપને ત્રિવિધ યોગે હું ત્યજું છું. ૨

મોહ કે લોભના યોગે તેમજ અન્ય કારણોથી મેં મારા જીવનમાં જે કોઇ નાની કે મોટી જીવહિંસા કરી હોય, તે પાપને ત્રિવિધ-યોગે આજે હું છોડું છું. ૩

હાંસી, ભય, લોભ તેમજ ક્રોધ વિગેરેનાં નિમિત્તોથી, મેં જે જૂઠ વચનો ઉચ્ચાર્યો હોય, તે મૃષાભાષાના સર્વ પાપને હું અત્યારે નિન્દું છું, તેમજ જીવનની શુદ્ધિને સારૂ પાપના નિવારણ સમા-પ્રાયશ્ચિત્તને હું સ્વીકારૂં છું. ૪

માલીકે નહિ આપેલી નાની યા મોટી તેની ધન આદિ વસ્તુને, રાગ કે દ્વેષના યોગે મેં મારા જીવન દરમ્યાન કોઈ પણ વેલાયે ઉપાડી લીધી હોય, તે મારી સર્વ પ્રકારની ચૌર્યપ્રવૃત્તિને આજે હું ત્યજું છું. ૫

મેં મારાં પૂર્વજીવનોમાં, પશુ આદિ તિર્યંચ-સંબન્ધી, મનુષ્યસંબન્ધી અને દેવસંબન્ધી વિષય-મૈથુનક્રીડાઓના જે પાપને કરવા, કરાવવા તેમજ અનુમોદવા દ્વારાએ આચર્યું હોય, તે સર્વને આજે હું ત્રિવિધયોગે ત્યજું છું. ૬

લોભ વિગેરેના દોષોથી, ધન, ધાન્ય, પશુ આદિના પરિગ્રહની જંજાળને મેં મારા જીવનની છેલ્લી ઘડીઓ સુધી વધાર્યા જ કરી હોય, તે સર્વ પરિગ્રહની જંજાળને, અત્યારે હું મનની સમાધિપૂર્વક છોડું છું. ૭

વલી રાગ તેમજ અજ્ઞાનદશાના યોગે, પુત્ર, સ્ત્રી, મિત્ર અને બન્ધુ આદિ સ્વજનવર્ગ ઉપર, તેમજ ધન, ધાન્ય, મકાન વિગેરે ઉપર, અત્યાર સુધી મેં જે મારાપણું રાખ્યું, તે સર્વ પદાર્થો ઉપરની મમત્વવૃત્તિને હું ત્યજું છું. ૮

ઇન્દ્રિયોને વશ બનીને, તેમજ વિશેષત: રસના અને શરીરનો નચાવ્યો નાચીને, મેં મારા જીવનમાં રાત્રિના સમયે અશન આદિ ચારેય પ્રકારનો આહાર વાપર્યો હોય, તેના પાપને હું આજે ત્રિવિધયોગે નિન્દુ છું. ૯

ક્રોધ, માન, માયા, લોભ, એ ચારેય કષાયો, તેમજ તેના મા-બાપ સમા રાગ અને દ્વેષ, વળી કજીયો, પૈશુન્ય, પરના અવર્ણવાદ અને પરને કલંક આપવાની કારવાઈઓ વિગેરેથી— ૧૦

ચારિત્રધર્મના આચારોને અંગે, જે કાંઈ દૂષિત કાર્યો મેં મારા જીવનમાં આચર્યાં હોય, તે સર્વ અતિચારોને હું ત્રિવિધયોગે આજે ત્યજું છું. ૧૧

'અનશન' આદિ છ પ્રકારનો બાહ્યતપ તેમજ પ્રાયશ્ચિત્ત આદિ છ પ્રકારનો અભ્યંતર-તપ, આ રીતિના બાહ્ય અને અભ્યન્તર તપના આચારોની પાલનામાં મને જે કોઈ અતિચારો લાગ્યા હોય, તે સર્વને ત્રિવિધ રીતિએ ત્રિવિધ યોગે હું નિન્દું છું. ૧૨

ધર્માનુષ્ઠાનોની આરાધનાને અંગે, મેં મારા છતા વીર્ય–આત્મસામર્થ્યને ઉપયોગમાં ન લીધું હોય, તે વિગેરે વીર્યાચારના અતિચારોને ત્રિવિધયોગે હું નિન્દું છું. ૧૩

**સર્વને ક્ષમાપના–**

મેં કોઈને પણ હણ્યો હોય, ખરાબ શબ્દોથી ભાંડ્યો હોય તેમજ કોઈનું યે કાંઇ પણ ઉપાડી લીધેલું હોય, વલી મારા જીવનમાં

મેં કોઈનું કાંઈ પણ ખરાબ કર્યું હોય, તે સર્વ મને આ તકે ક્ષમા આપો. ૧૪

મારા મિત્ર–નજીકના કે અમિત્ર–દૂરના, મારા સ્વજનજનો કે શત્રુજનો એ સઘલાયે, આ અવસરે મને સર્વ રીતિએ ક્ષમા આપો. સાચે જ, એ સર્વ લોકોને વિષે હું સમવૃત્તિવાલો બન્યો છું. ૧૫

મેં મારા પૂર્વકાલીન જીવન દરમ્યાન, તિર્યંચઅવસ્થામાં પશુ–પક્ષી આદિ તિર્યંચોને, નારકની અવસ્થામાં નારક જીવોને અને દેવઅવસ્થામાં દેવતાઓને, ૧૬

જે અનેક રીતિયે દુઃખ–ત્રાસ વિગેરે આપ્યાં હોય, તે સર્વ જીવોને આ તકે હું સર્વ પ્રકારે ખમાવું છું: કારણકે–નિશ્ચયથી જગતના સર્વ જીવોને વિષે હું મૈત્રીભાવ રાખું છું. ૧૭

**શુભ વિચારણા-**

જીવન-શરીર, યૌવનવય, લક્ષ્મી તેમજ રુપ અને સ્વજનજનોનો સંયોગ, આ સઘળુંયે ક્ષણજીવી છે, પવનથી ઉછલતા સાગરના તરંગની જેમ શીઘ્રવિનાશી છે. ૧૮

રોગ, જન્મ તેમજ ઘડપણ અને મરણ વિગેરેની અનેક પ્રકારની ગંભીર યાતનાઓથી રીબાતા જીવોને, આ સંસારમાં શ્રી જિનેશ્વરદેવના ધર્મ સિવાય, સાચે જ અન્ય કોઈ શરણ નથી. ૧૯

અનાદિકાલીન સંસારમાં સર્વ જીવો સ્વજન-પોતાના પણ બન્યા છે, જ્યારે કેટલીય વાર પરજન-પારકા પણ બન્યા છે. સંસારનીપરિસ્થિતિ સામાન્ય રીતે આવા પ્રકારની હોવાથી, તે સ્વજનજનોને વિષે કોણ સમજુ સ્નેહ રાખે? ૨૦

નિરાધારની જેમ આ જીવ એકલો જ જન્મે છે, અનાથની પેઠે એકલો જ મરણને શરણ થાય છે તેમજ પોતે કરેલ કારવાઈઓને અનુરૂપ એકલો જ સુખો અને દુઃખોને ભોગવે છે. ૨૧

જેને ખાવાનું, પીવાનું અને પહેરવા-ઓઢવાનું આપવું પડે છે, એ શરીર સાચે જ પારકું છે: ચોવીસે કલાક ધમાચકડી કરાવનાર આ ધન, ધાન્ય વિગેરે પરાયાં છે: તેમજ સ્નેહના યોગે આત્માને પાપના માર્ગે દોરનારા આ બાન્ધવજનો જૂદા છે. મૂર્ખજન ફોગટ આવા પરાયા લોકોમાં મૂંઝાય છે. ૨૨

ચરબી, લોહી, માંસ અને હાડ તેમજ મેદ, મલ અને મૂત્ર વિગેરે દુર્ગન્ધ વસ્તુઓથી ભરેલા અને કેવલ અપવિત્ર વસ્તુઓના સ્થાન

આમા શરીરને વિષે, કયો બુદ્ધિમાન નાહક મૂર્ચ્છાભાવ રાખે? ૨૩

ભાડે રાખેલા મકાનની જેમ થોડા જ કાલમાં મૂકવા જેવા પરાયા શરીરને, સારામાં સારી રીતિયે પાળવા કે પોષવા છતાંયે, સાચે જ એનો સ્વભાવ ક્ષણુવિનાશી–વિનશ્વર છે. ૨૪

ધીર પુરૂષ કે કાયર–ડરપોક પુરૂષ, એ બન્નેને ચોક્કસ એક વેલાએ આયુષ્ય ખતમ થયે મરવાનું જ છે: માટે બુદ્ધિમાન પુરૂષે તેવી રીતિએ મરવું જોઈએ, કે જેથી ફરી ફરી મરવાની પરિસ્થિતિ જ ન આવે. ૨૫

શરણાંઓના સ્વીકાર—

શ્રી ત્રિલોકનાથ અરિહંતદેવ મારે શરણુ છે, શ્રી સિદ્ધપરમાત્મા મારા માટે શરણુ–આશ્રય

છે, શ્રી સાધુપુરૂષો મારા શરણુ છે તેમજ શ્રી કેવલભાષિત મંગલમય ધર્મ મારે શરણુ તરીકે છે. ૨૬

શ્રી જિનકથિત ધર્મ મારા માટે જનેતા સમાન છે, શ્રી ધર્મસાર્થવાહ ગુરૂદેવો મારા પિતાની જેમ છે, સાધુપુરૂષો મારા ભાઈઓ છે અને સમાનધર્મીજનો મારા બાન્ધવો છે: એ સિવાયનું સઘલુંયે જાલ જેવું છે. ૨૭

**પંચપરમેષ્ઠિને નમસ્કાર–**

વર્તમાન અવસર્પિણી કાલમાં ધર્મતીર્થને સ્થાપનારા શ્રી ઋષભદેવ સ્વામી આદિ ચોવીસે તીર્થંકરોને હું નમું છું: તેમજ ભરત, ઐરવત અને મહાવિદેહના શ્રી તીર્થંકરદેવોને પણ મારા નમસ્કાર છે. ૨૮

જગદ્બન્ધુ શ્રી તીર્થંકરદેવોને કરાતો નમસ્કાર સંસારી પ્રાણીઓના સંસારની જાળને છેદનારો છે તેમજ બોધિબીજની પ્રાપ્તિના પરમ કારણ સમાન છે. ૨૯

જેઓએ હજારો ભવોનાં કર્મોને ઈન્ધનની જેમ, ધ્યાન રૂપી સલગતા અગ્નિની જ્વાળાઓમાં બાળીને ખાખ કરેલ છે, તે શ્રી સિદ્ધભગવન્તોને હું નમસ્કાર કરૂં છું. ૩૦

જ્ઞાનાચાર, દર્શનાચાર આદિ પાંચે ય પ્રકારના આચારોના પાલનમાં તત્પર, તેમજ શ્રી જિન-પ્રવચન–તીર્થને ધરનાર અને સ્વ–પરના સંસારનો છેદ કરનાર, શ્રી આચાર્યભગવાનને મારો નમસ્કાર છે. ૩૧

સર્વ પ્રકારના શ્રુતને ધારણ કરનાર તેમજ પોતાની નિશ્રામાં રહેલા વિનેય–શિષ્યજનોને

શ્રુતના અમૃતનું પાન કરાવનારા, નિષ્કારણવત્સલ મહાત્મા શ્રી ઉપાધ્યાયમહારાજાને મારા સર્વકાલ નમસ્કાર હો ! ૩૨

શીલધર્મથી સર્વદા સુશોભન તેમજ પરમાર્થભૂત ધર્મમાર્ગના દેશક અને લાખો ભવોનાં પાપોને નાશ કરનારા શ્રી સાધુમહાત્માઓને હું નમન કરૂં છું. ૩૩

અનશનનો સ્વીકાર-

સઘલાયે પાપવ્યાપારો તેમજ ધન, ધાન્ય, કુટુંબ વિગેરેની બાહ્ય ઉપાધિ–જંજાળ અને ક્રોધ, માન વિગેરે કષાયોની અન્તર જંજાળ–ઉપાધિને ત્રિવિધ ત્રિવિધ યોગથી જીવનપર્યંતને સારૂ હું ત્યજું છું. ૩૪

અશન, પાન વિગેરે ચારેય પ્રકારના આહારને યાવજ્જીવને સારૂ હું ત્યજું છું તેમજ મારા છેલ્લા શ્વાસોશ્વાસની સાથે હું આ દેહને પણ ત્યજું છું. ૩૫

ઉપસંહાર-

આ મુજબ-(૧) પાપકર્મોની નિન્દા, (૨) સર્વ જીવોને ક્ષમાપના, (૩) સંસારની અનિત્યતા વિગેરે-ની ચિન્તવના રૂપ શુભ ભાવનાઓનું પરિશીલન, (૪) પરમ શરણુ સમાન શ્રી અરિહંતપરમાત્મા આદિનો શરણુ તરીકેનો સ્વીકાર તેમજ (૫) શ્રી પંચપરમેષ્ઠિને નમસ્કાર અને (૬) ચારે ય પ્રકા-રના આહારના ત્યાગ રૂપ અનશનનો સ્વીકાર -આ છયે પ્રકારની આરાધનાને ધર્મધન સાધુ મહાત્માઓ કરે છે. ૩૬

અને તે કરીને તે પુણ્યવાન આરાધક આત્માઓ પોતાની આત્મશુદ્ધિને સારૂ સાધુ તેમ સાધ્વીવર્ગને તથા સર્વ જીવરાશિને સર્વ રીતિએ ખમે અને ખમાવે–ક્ષમાપના આપે તેમજ લે. ૩૭

[ આ રીતિએ મરણની વેલાયે આરાધના કરનાર પુણ્યવાન આત્માઓ સાચી આત્મશુદ્ધિ સાધી શકે છે. ]



માંદો મનુષ્ય નમસ્કાર કરીને આ પ્રમાણે કહે છે કે-'હે ભગવન્! હવે અવસરને ઉચિત ફરમાવો!' ત્યારે ગુરૂ છેવટની આરાધના આ પ્રમાણે કહે છેઃ- ૧

અતિચારને આલોવવા જોઈએ, વ્રતો ઉચ્ચરવાં જોઈએ, જીવોને ક્ષમા આપવી જોઈએ અને ભવ્ય આત્માએ અઢાર પાપસ્થાનક વોસિરાવવાં જોઈએ. ૨

ચાર શરણ ગ્રહણ કરવાં જોઈએ, દુષ્કૃત (પાપ)ની નિંદા કરવી જોઇએ અને સારાં કર્મોની અનુમોદના કરવી જોઈએ. તેમજ અનશન કરવું જોઈએ અને પંચ પરમેષ્ઠિને નમસ્કાર કરવા જોઈએ. ૩

જ્ઞાનમાં, દર્શનમાં, ચારિત્રમાં, તપમાં અને વીર્યમાં, એ રીતે પંચવિધ આચારમાં લાગેલા અતિચારો આલોવવા જોઈએ. ૪

સામર્થ્ય છતાં પણ જ્ઞાનિઓને વસ્ત્ર અન્ન વિગેરે ન આપ્યું હોય અથવા તેમની અવજ્ઞા કરી હોય, તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૫

પાંચ પ્રકારનાં જ્ઞાનની નિંદા કરી હોય અથવા ઉપહાસ (મશ્કરી) કર્યો હોય તે અથવા ઉપઘાત કર્યો હોય, તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૬

જ્ઞાનનાં ઉપકરણ-પાટી, પોથી વિગેરેની જે કોઈ આશાતના મારાથી થઈ હોય, તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૭

નિ:શંકા વિગેરે આઠ પ્રકારના ગુણ સહિત જે સમ્યક્ત્વ રૂડે પ્રકારે મેં પાળ્યું ન હોય, તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૮

જિનેશ્વરની યા જિનપ્રતિમાની ભાવથી પૂજા કરી ન હોય અથવા અભક્તિથી પૂજા કરી હોય, તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૯

દેવદ્રવ્યનો મેં જો વિનાશ કર્યો હોય અથવા બીજાને નાશ કરતો જોઈ ઉપેક્ષા કરી હોય, તો તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૦

જિનેંદ્રમંદિર વિગેરેમાં આશાતના કરનારને પોતાની શક્તિ છતાં ન નિષેધ્યો હોય, તો તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૧

પાંચ સમિતિ સહિત અથવા ત્રણ ગુપ્તિ સહિત નિરંતર ચારિત્ર ન પાલ્યું હોય, તો તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૨

કોઈ પણ રીતે પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય અને વનસ્પતિકાયાદિ જે એકેંદ્રિય જીવોનો મારાથી વધ થયો હોય, તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૩

કીડા, શંખ, છીપ, પુરા, જલો, અળસીઆં વિગેરે જે બેઇંદ્રિય જીવોનો મારાથી વધ થયો હોય, તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૪

કુંથુઆ, જૂ, માંકડ, મંકોડા, કીડા વિગેરે જે તેઇંદ્રિય જીવોનો મારાથી વધ થયો હોય, તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૫

વીંછી, માખી, ભ્રમર વિગેરે જે ચતુરિંદ્રિય જીવોનો મારાથી વધ થયો હોય, તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૬

પાણીમાં વસનાર, જમીન ઉપર વસનાર કે આકાશમાં ઉડનાર જે કોઈ પણ પંચેન્દ્રિય

જીવોનો મારાથી વધ થયો હોય, તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ ૧૭

ક્રોધથી, લોભથી, ભયથી, હાસ્યથી અથવા તો પરવશપણાથી મેં મૂઢ થઇને જે કોઈ અસત્ય વચન કહ્યું હોય, તેને હું નિંદું છું અને તેની હું ગર્હા કરૂં છું. ૧૮

કપટકળાથી બીજાને છેતરીને થોડું પણ નહિ આપેલું ધન મેં જે ગ્રહણ કર્યું હોય, તેને હું નિંદુ છું અને તેની હું ગર્હા કરૂં છું. ૧૯

રાગ સહિત હૃદયથી દેવતા સંબંધી, મનુષ્ય સંબંધી અથવા તિર્યંચ સંબંધી જે મૈથુન મેં આચર્યું હોય, તેની હું નિંદા ને ગર્હા કરૂં છું. ૨૦

ધન, ધાન્ય, સુવર્ણ વિગેરે નવ પ્રકારના પરિગ્રહ સંબંધમાં જે મમત્વભાવ મેં સ્થાપન કર્યો હોય, તેની હું નિંદા ને ગર્હા કરૂં છું. ૨૧

જૂદી જૂદી જાતિના રાત્રિભોજનના ત્યાગના નિયમોમાં મારાથી જે ભૂલ થઈ હોય, તેની હુ નિંદા ને ગર્હા કરૂં છું. ૨૨

જિનેશ્વર ભગવાને કહેલો બાહ્ય અને અભ્યં-તર મળીને કુલ બાર પ્રકારનો જે તપ, તે મેં મારી શક્તિ પ્રમાણે ન કર્યો હોય, તેની હું નિંદા ને ગર્હા કરૂં છું. ૨૩

મોક્ષપદને સાધવાવાળા યોગમાં મન, વચન અને કાયાથી સદા જે વીર્ય ન ફોરવ્યું હોય, તેની હું નિન્દા અને ગર્હા કરૂં છું. ૨૪

પ્રાણુાતિપાત-વિરમણુ વ્રત વિગેરે બાર વ્રતોનો સમ્યક્ વિચાર કરી, જ્યાં ગ્રહણુ કરેલામાં ભંગ થયો હોય તે હવે જણાવ. ૨૫

તું કોપરહિત થઈને સર્વે જીવોને ક્ષમા

આપ અને પૂર્વનું વૈર દૂર કરીને સર્વને મિત્રો હોય તેમ ચિન્તવ. ૨૬

પ્રાણાતિપાત, મૃષાવાદ, વિગેરે મિથ્યાત્વશલ્ય સુધીનાં અઢાર પાપસ્થાનકો મોક્ષમાર્ગની સન્મુખ જતાં વિઘ્નભૂત અને દુર્ગતિનાં કારણભૂત છે, માટે એ અઢાર પાપસ્થાનકોનો ત્યાગ કર. ૨૭

જે ચોત્રીશ અતિશયે યુક્ત છે અને જેમણે કેવળજ્ઞાનથી પરમાર્થને જાણ્યા છે તથા દેવતાઓએ જેમનું સમવસરણ રચ્યું છે, એવા અર્હંતોનું મને શરણ હોજો. ૨૮

જે આઠ કર્મથી મુક્ત છે, જેમની આઠ મહા પ્રાતિહાર્યોએ શોભા કરી છે અને આઠ પ્રકારનાં મદનાં સ્થાનકોથી જે રહિત છે, તે અર્હંતોનું મને શરણ હોજો. ૨૯

સંસાર રૂપી ક્ષેત્રમાં જેમણે ફરી ઉગવાનું નથી, ભાવ–શત્રુઓનો નાશ કરવાથી જે અરિહંત બન્યા છે અને જે ત્રણ જગતને પૂજનીય છે, તે અર્હંતોનું મને શરણ હોજો. ૩૦

ભયંકર દુઃખ રૂપી લાખો લહરીઓથી દુઃખે કરી તરી શકાય એવો સંસારસમુદ્ર જે તરી ગયા છે અને જેઓને સિદ્ધિસુખ મળ્યું છે, તે સિદ્ધોનું મને શરણ હોજો. ૩૧

તપ રૂપી મુદ્દગરથી જેમણે ભારે કર્મ રૂપી બેડીઓ તોડી નાખી મોક્ષસુખ મેળવ્યું છે, તે સિદ્ધોનું મને શરણ હોજો. ૩૨

ધ્યાન રૂપી અગ્નિના સંયોગથી સકળ કર્મ રૂપ મળ જેમણે બાળી નાખ્યો છે અને જેમનો આત્મા સુવર્ણમય નિર્મળ થયો છે, તે સિદ્ધોનું મને શરણ હોજો. ૩૩

જેમને જન્મ નથી, જરા નથી, મરણુ નથી તેમજ ચિત્તનો ઉદ્વેગ નથી અને ક્રોધાદિ કષાય નથી, તે સિદ્ધોનું મને શરણુ હોજો. ૩૪

બેંતાલીશ દોષરહિત ગોચરીથી જે અન્ન-પાણી લે છે, તે મુનિઓનું મને શરણુ હોજો. ૩૫

પાંચ ઇંદ્રિયોને વશ રાખવામાં તત્પર, કામ-દેવના અભિમાનનો પ્રચાર જીતનારા અને બ્રહ્મ-ચર્યને ધરનારા મુનિઓનું મને શરણુ હોજો. ૩૬

જે પાંચ સમિતિઓએ સહિત છે, પાંચ મહાવ્રતોનો ભાર વહન કરવાને જે વૃષભ સમાન છે અને જે પંચમ ગતિ (મોક્ષ)ના અનુરાગી છે, તે મુનિઓનું મને શરણુ હોજો. ૩૭

જેમણે સકળ સંગનો ત્યાગ કર્યો છે, જેમને મણિ અને તૃણુ–મિત્ર અને શત્રુ સમાન છે, જે ધીર છે અને જે મોક્ષમાર્ગને સાધવાવાળા

છે, તે મુનિઓનું મને શરણુ હોજો. ૩૮

કેવળજ્ઞાનને લીધે દિવાકર સરખા, તીર્થંકરોએ પ્રરૂપેલા અને જગતના સર્વ જીવોને હિતકારી એવા ધર્મનું મને શરણુ હોજો. ૩૯

કરોડો કલ્યાણુને ઉત્પન્ન કરનારી અને અનર્થ રચનાનો નાશ કરનારી જીવદયાનું જેમાં વર્ણન થાય છે, એવા ધર્મનું મને શરણુ હોજો. ૪૦

પાપના ભારથી દબાએલા જીવને કુગતિ રૂપ કુવામાં પડતાં જે ધારણુ કરી રાખે છે, તેવા ધર્મનું મને શરણુ હોજો. ૪૧

સ્વર્ગ અને મોક્ષ રૂપ નગરે જવાના માર્ગમાં ગુંથાએલા લોકોને જે સાર્થવાહ રૂપ છે અને સંસાર રૂપ અટવી પસાર કરાવી આપવામાં સમર્થ છે, તે ધર્મનું મને શરણુ હોજો. ૪૨

આ પ્રમાણે ચાર પ્રકારના શરણુને ગ્રહણ કરનાર અને સંસારના માર્ગથી વિરક્ત ચિત્ત-વાળા મેં જે કાંઈ પણ દુષ્કૃત કર્યું હોય, તેની હમણાં આ ચાર ( અરિહંત, સિદ્ધ, સાધુ અને સર્વજ્ઞભાષિત ધર્મ )ની સમક્ષ નિંદા કરૂં છું. ૪૩

મિથ્યાત્વથી વ્યામોહ પામીને ભમતા મેં મન, વચન કે કાયાથી કુતીર્થ (અસત્ય મત) નું જે સેવન કર્યું હોય, તે સર્વની અત્ર હમણાં નિન્દા કરૂં છું. ૪૪

જિનધર્મ–માર્ગને જો મેં પાછળ પાડ્યો હોય અથવા તો અસત્ય માર્ગને પ્રગટ કર્યો હોય, અને જો હું બીજાને પાપના કારણભૂત થયો હોઉં, તો તે સર્વની હમણાં હું નિન્દા કરૂં છું. ૪૫

જન્તુઓને દુઃખ આપનારાં હળ, સાંબેલું વિગેરે જે મેં તૈયાર કરાવ્યાં હોય અને અસતી

આદિનું જે મેં ભરણપોષણ કર્યું હોય, તે સર્વની હમણાં હું નિંદા કરૂં છું. ૪૬

જિનભુવન, પ્રતિમા, પુસ્તક અને (ચતુર્વિધ) સંઘ રૂપ સાત ક્ષેત્રમાં જે ધનબીજ મેં વાવ્યું હોય, તે સકૃતની હું અનુમોદના કરૂં છું. ૪૭

આ સંસાર રૂપી સમુદ્રમાં વહાણ સમાન જ્ઞાન, દર્શન અને ચારિત્ર જે સમ્યગ્ રીતે પાળ્યાં હોય, તે સુકૃતની હું અનુમોદના કરૂં છું. ૪૮

અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, સાધર્મિક અને જૈન સિદ્ધાંતને વિષે જે બહુમાન મેં કર્યું હોય, તે સુકૃતની હું અનુમોદના કરૂં છું.૪૯

સામાયિક આદિ છ આવશ્યકોમાં જે મેં ઉદ્યમ કર્યો હોય, તે સર્વ સુકૃતની હું અનુમોદના કરૂં છું. ૫૦

આ જગત્માં પૂર્વે કરેલાં પુણ્ય–પાપ એજ

સુખ–દુઃખનાં કારણો છે, પણ બીજું કોઇ માણસ કારણ નથી, એમ જાણીને શુભ ભાવ રાખો. ૫૧

પૂર્વે નહિ ભોગવાયેલા કર્મને ભોગવવાથી જ છૂટકારો છે, પણ ભોગવ્યા વિના છૂટકારો નથી, એમ જાણીને શુભ ભાવ રાખો. ૫૨

ભાવ વિના ચારિત્ર, તપ, દાન, શીલ, વિગેરે સર્વ આકાશના પુષ્પની માફક નિરર્થક છે, તેમ માનીને શુભ ભાવ રાખો. ૫૩

મેં નરકનું નારકીપણે તીક્ષ્ણ દુઃખ અનુભવ્યું, તે વખતે કોણ મિત્ર હતો ?–તેમ માનીને શુભ ભાવ રાખો. ૫૪

સુરશૈલ ( મેરૂપર્વત )ના સમૂહ જેટલો આહાર ખાઇને પણ તને સંતોષ ન વળ્યો, માટે ચતુર્વિધ આહારનો ત્યાગ કર. ૫૫

દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરક—આ ચાર ગતિમાં આહાર સુલભ છે પણ વિરતિ દુર્લભ છે, એમ માનીને ચતુર્વિધ આહારનો ત્યાગ કર. **૫૬**

કોઈ પ્રકારના જીવસમુદાયનો વધ કર્યા વગર આહાર થઈ શકે નહિ, તેથી ભવમાં ભ્રમણ કરવાના કારણ રૂપ દુઃખના આધારભૂત ચારે પ્રકારના આહારનો ત્યાગ કર. **૫૭**

જે આહારનો ત્યાગ કરવાથી દેવોનું ઈંદ્રપણું પણ હાથના તળીયામાં હોય તેવું થાય છે અને મોક્ષસુખ પણ સુલભ થાય છે, તે ચારે પ્રકારના આહારનો ત્યાગ કર. **૫૮**

જૂદા જૂદા પ્રકારનાં પાપ કરવામાં પરાયણ એવો જીવ પણ જે નમસ્કાર મંત્રને અન્ત સમયે પણ પામીને દેવપણું પામે છે, તે નમસ્કાર મંત્રનું મનની અંદર સ્મરણ કર. **૫૯**

સ્ત્રીઓ મળવી સુલભ છે, રાજ્ય મળવું સુલભ છે, દેવપણું પામવું સુલભ છે, પણ નવકાર મંત્ર પામવો તે દુર્લભમાં દુર્લભ છે, તેથી મનની અંદર નવકાર મંત્રનું સ્મરણ કર. ૬૦

એક ભવમાંથી બીજા ભવમાં જતાં ભવિકોને જે નવકાર મંત્રની સહાયથી પરભવને વિષે મનોવાંછિત સુખ સંભવે છે, તે નવકાર મંત્રનું મનની અંદર સ્મરણ કર. ૬૧

જે નવકાર મંત્રને પામવાથી ભવ રૂપ સમુદ્ર ગાયની ખરી જેટલો થાય છે અને જે મોક્ષના સુખને સત્ય કરી આપે છે, તે નમસ્કાર મંત્રનું મનની અંદર તું સ્મરણ કર. ૬૨

આ પ્રકારની ગુરૂએ ઉપદેશેલી પર્યન્તારાધના સાંભળીને તું સકલ પાપ વોસરાવીને આ નમસ્કાર મંત્રનું સેવન કર. ૬૩

પંચપરમેષ્ઠિનુ સ્મરણુ કરવામાં તત્પર એવો રાજસિંહકુમાર મરણુ પામીને પાંચમા દેવલોકમાં ઈંદ્રપણું પામ્યો. ૬૪

તેની સ્રી રત્નવતી પણુ તે જ પ્રકારે આરાધીને જ પાંચમા કલ્પને વિષે સામાનિક દેવપણું પામી. ત્યાંથી ચ્યવીને બન્ને મોક્ષે જશે. ૬૫

શ્રી સોમસૂરિએ રચેલી આ સંવેગને ઉત્પન્ન કરનારી પર્યન્તારાધનાને જે રૂડી રીતિએ અનુસરશે, તે મોક્ષસુખને પામશે. ૬૬



પરમાણંદ પરમ પ્રભુ, પ્રણમું પાસજિણંદ;
વંદું વીર આદે સહુ, ચઉવીશે જિનચંદ. ૧
ઇંદ્રભૂતિ આદે નમું, ગણધર મુનિપરિવાર;
જિનવાણી હૈડે ધરી, ગુણવંત ગુરૂ નમું સાર. ૨
આ સંસાર અસારમાં, ભમતાં કાળ અનંત;
અસમાધે કરી આતમા, કિમહિ ન પામ્યો અંત. ૩
ચઉગતિમાં ભમતાં થકાં, દુઃખ અનંતાનંત;
ભોગવીયાં એણે જીવડે, તે જાણે ભગવંત. ૪
કોઇ અપૂરવ પુન્યથી, પામ્યો નરઅવતાર;
ઉત્તમ કુળ ઉત્પન્ન થયો, સામગ્રી લહી સાર. ૫
જિનવાણી શ્રવણે સુણી, પ્રણમી તે શુભ ભાવ;
તિણથી અશુભ ટળ્યાં ઘણાં, કાંઇક લહી પ્રસ્તાવ. ૬
વિરૂઆં ભવદુઃખ ભાખીયાં, સુખ તો સહજ સમાધ;
તેહ ઉપાધિ મીટે હુએ, વિષય કષાય અગાધ. ૭
વિષય કષાય ટળ્યા થકી, હોય સમાધિ સાર;
તેણ કારણ વિવરી કહું, મરણ–સમાધિ–વિચાર. ૮

મરણ–સમાધિ વરણવું, તે નિસુણો ભવી સાર;
અંત–સમાધિ આદરે, તસ લક્ષણ ચિત્ત ધાર. ૯

જે પરિણામ કષાયના, તે ઉપશમ જબ થાય;
તેહ સ્વરૂપ સમાધિનું, એ છે પરમ ઉપાય. ૧૦
સમ્યગ્દૃષ્ટિ જીવ જે, તેહનો સહજ સ્વભાવ;
મરણસમાધિ વંછે સદા, થિર કરી આતમભાવ. ૧૧

અરૂચિ ભઈ અસમાધિકી, સહજ સમાધિશું પ્રીત;
દિન દિન તેહની ચાહના, વરતે એહીજ રીત. ૧૨
કાળ અનાદિ અભ્યાસથી, પરિણતિ વિષયકષાય;
તેહની શાન્તિ જબ હુએ, તેહ સમાધિ કહાય. ૧૩

અવસર નિકટ મરણતણો, જબ જાણે મતિવંત;
તવ વિશેષ સાધન ભણી, ઉલસિત ચિત્ત અત્યંત. ૧૪
જૈસે શાર્દૂલ સિંહકું, પુરૂષ કહે કોઈ જાય;
સૂતે કયું નિર્ભય હુઈ, ખબર કહું સુખદાય. ૧૫

શત્રુકી ફોજાં ઘણી, આવે છે અતિ જોર;
તુમ ઘેરણકે કારણે, કરતી અતિ ઘણો શોર. ૧૬

કિત્તેક તુમસેં દૂર હે, તે વૈરીકી ફોજ;
ગુફાથકી નિકસો તુરત, કરો સંગ્રામકી મોજ. ૧૭
તુમ આગે સબ રંક હે, શત્રુકો પરિવાર;
પ્રાક્રમ દાખો આપણું, તુમ બળ શક્તિ અપાર. ૧૮
મહંત પુરૂષકી રીત એ, શત્રુ આવે જાંહી;
તવ તતખિણ સન્મુખ હુઈ, જીત લીયે ખિણમાંહી. ૧૯
વચન સુણી તે પુરૂષકા, ઉઠયો શાર્દુલ સિંહ;
નિકસ્યો બાહિર તતખિણે, માનું અકલ અબીહ. ૨૦
ગર્જારવ કરે એહવો, મહા ભયંકર ઘોર;
માનું માસ આશાડકો, ઈંદ્ર ધનુષકો જોર. ૨૧
શબ્દ સુણી કેસરી તણો, શત્રુકો સમુદાય;
હસ્તિ તુરંગમ પાયદલ, ત્રાસ લહે કંપાય. ૨૨
શત્રુહૃદયમાં સંક્રમ્યો, સિંહતણો આકાર;
તેણે ભયભીત થયા સહુ, ડગ ના ભરે લગાર. ૨૩
સિંહપરાક્રમ સહનકું, સમરથ નહિ તિલમાત્ર;
જીતણકી આશા ગઈ, શિથિલ ભયાં સવિ ગાત્ર. ૨૪

સમ્યગ્દષ્ટિ સિંહ છે, શત્રુ મોહાદિક આઠ;
અષ્ટ કર્મકી વર્ગણા, તે સેનાનો ઠાઠ. ૨૫
દુઃખદાયક એ સર્વદા, મરણસમય સુવિશેષ;
જોર કરે અતિ જાલમી, શુદ્ધિ ન રહે લવલેશ. ૨૬
કરમોં કે અનુસાર એમ, જાણી સમકિતવંત;
કાયરતા દૂરે કરે, ધીરજ ધરે અતિ સંત. ૨૭
સમકિતદષ્ટિ જીવકું, સદા સ્વરૂપકો ભાસ;
જડ પુદ્ગલ પરિચય થકી, ન્યારો સદા સુખવાસ. ૨૮
નિશ્ચે દષ્ટિ નિહાળતાં, કર્મકલંક ન કોય;
ગુણ અનંતકો પિંડ એ, પરમાણંદમય હોય. ૨૯
અમૂર્ત્તિક ચેતન દ્રવ્ય એ, લખે આપકું આપ;
જ્ઞાનદશા પ્રગટ ભઈ, મીટચો ભરમકો તાપ. ૩૦
આતમજ્ઞાનકી મગનતા, તિનમેં હોય લયલીન;
રંજત નહીં પર દ્રવ્યમેં, નિજ ગુણમેં હોય પીન. ૩૧
વિનાશી પુદ્ગલદશા, ખિણભંગુર સ્વભાવ;
મેં અવિનાશી અનંત હું, શુદ્ધ સદા થિરભાવ. ૩૨

નિજ સ્વરૂપ જાણે ઈસો, સમકિતદૃષ્ટિ જીવ;
મરણતણો ભય નહિ મને, સાખ્ય સદા છે શિવ. ૩૩
ઐસે જ્ઞાની પુરૂષકે, મરણ નિકટ જબ હોય;
તવ વિચાર અંતરંગમેં, કરે તે લખીએ સોય. ૩૪
થિરતા ચિત્તમેં લાયકે, ભાવના ભાવે એમ;
અથિર સંસાર એ કારમો, ઈણશું મુજ નહિ પ્રેમ. ૩૫
એહ શરીર શિથિલ હુઆ, શક્તિ હુઈ સબ ખીણ;
મરણ નજીક અબ જાણીએ, તેણે નહિ હોણા દીન. ૩૬
સાવધાન સબ બાતમેં, હુઈ કરૂં આતમકાજ;
કાલ કૃતાંતકું જીતકે, વેગે લહું શિવરાજ. ૩૭
રણઝંભા શ્રવણે સુણી, સુભટ વીર જે હોય;
તે તતખિણ રણમેં ચડે, શત્રુ જીતે સોય. ૩૮
એમ વિચાર હઈડે ધરી, મૂકી સબ જંજાળ;
પ્રથમ કુટુંબપરિવારકું, સમજાવે સુરસાળ. ૩૯
સુણો કુટુંબપરિવાર સહુ, તુમકું કહું વિચિત્ર;
એહ શરીર પુદ્ગલતણો, કૈસો ભયો ચરિત્ર. ૪૦

દેખત હિ ઉત્પન્ન ભયા, દેખત વિલય તે હોય;
તિણે કારણ એ શરીરકા, મમત ન કરણા કોય. ૪૧
એહ સંસાર અસારમેં, ભમતાં વાર અનંત;
નવ નવ ભવ ધારણ કર્યા, શરીર અનંતાનંત. ૪૨
જન્મ મરણ દોય સાથ છે, ખિણ ખિણ મરણ તે હોય;
મોહવિકળ એ જીવને, માલમ ના પડે કોય. ૪૩
મેં તો જ્ઞાનદષ્ટિ કરી, જાણ્યું સકલ સરૂપ;
પાડોશી મેં એહકા, નહિ મારૂં એ રૂપ. ૪૪
મેં તો ચેતન દ્રવ્ય હું, ચિદાનંદ મુજ રૂપ;
એ તો પુદ્ગલપિંડ હે, ભરમજાલ અંધકૂપ. ૪૫
સડણ પડણ વિદ્ધંસણો, એહ પુદ્ગલકો ધર્મ;
થિતિ પાકે ખિણ નવિ રહે, જાણો એહીજ મર્મ. ૪૬
અનંત પરમાણું મિલી કરી, ભયા શરીર પરજાય;
વરણાદિક બહુવિધ મિલ્યા, કાળે વિખરી જાય. ૪૭
પુદ્ગલમોહિત જીવકું, અનુપમ ભાસે એહ;
પણ જે તત્ત્વવેદી હોયે, તિનકું નહિ કછુ નેહ. ૪૮

ઉપની વસ્તુ કારમી, ન રહે તે થિરવાસ;
એમ જાણી ઉત્તમ જના, ધરે ન પુદ્ગલ આસ. ૪૯
મોહ તજી સમતા ભજી, જાણો વસ્તુસ્વરૂપ;
પુદ્ગલરાગ ન કીજીએ, નવિ પડિએ ભવકૂપ. ૫૦
વસ્તુ સ્વભાવે નીપજે, કાળે વિણસી જાય;
કરતા ભોક્તા કો નહિ, ઉપચારે કહેવાય. ૫૧
તેહ કારણ એ શરીરસું, સંબંધ ન માહરે કોય;
મેં ન્યારો એહથી સદા, એ પણ ન્યારો જોય. ૫૨
એહ જગતમાં પ્રાણિયા, ભરમે ભૂલ્યા જેહ;
જાણી કાયા આપણી, મમત ધરે અતિ તેહ. ૫૩
જબ થિતિ એહ શરીરકી, કાળ પોંચે હોય ખીણ;
તવ ઝૂરે અતિ દુઃખભરે, કરે વિલાપ એમ દીન. ૫૪
હા! હા! પુત્ર તું કયાં ગયો ?, મૂકી એ સહુ સાથ;
હા! હા! પતિ તુમ કયાં ગયા ?, મુજકું મૂકી અનાથ. ૫૫
હા! પિતા તુમ કિહાં ગયા ?, અમ કુણ કરશે સાર?
હા! બંધવ તુમ કિહાં ગયા ?, શૂન્ય તુમ વિણ સંસાર. ૫૬

હા ! માતા તું કિહાં ગઈ ?, અમ ઘરની રખવાલ;
હા ! બેની તું કિહાં ગઈ ? રોવત મૂકી બાલ. ૫૭
મોહવિકલ એમ જીવડા, અજ્ઞાને બની અંધ;
મમતાવશ ગણી માહરા, કરે કલેશના ધંધ. ૫૮
ઈણવિધ શોકસંતાપ કરી, અતિ સંકલેશપરિણામ;
કરમબંધ બહુવિધ કરે, ના લહે ખિણ વિશરામ. ૫૯
જ્ઞાનવંત ઉત્તમ જના, ઉનુકા એહ વિચાર;
જગમાં કોઈ કિસીકા નહિ સંજોગિક સહુ ધાર. ૬૦
ભવમાં ભમતાં પ્રાણિયા, કરે અનેક સંબંધ;
રાગદ્વેષપરિણતિથિકી. બહુવિધ બાંધે બંધ. ૬૧
વેરવિરોધ બહુવિધ કરે, તિમ પ્રીત પરસ્પર હોય;
સંબંધે આવી મળે, ભવ ભવકે બિચ સોય. ૬૨
વનકે બિચ એક તરૂવિષે, સંધ્યાસમય જબ હોય;
દશ દિશથી આવી મળે, પંખી અનેક તે જોય. ૬૩
રાત્રે તિહાં વાસો વસે, સવિ પંખીસમુદાય;
પ્રાતઃકાળ ઉડી ચલે, દશે દિશે તેહુ જાય. ૬૪

ઇણુવિધ એહ સંસારમેં, સવિ કુટુંબપરિવાર;
સંબંધે સહુ આવી મળે, થિતિ પાકે રહે ન કેવાર. ૬૫
કિસકા બેટા બાપ હે ?, કિસકા માત ને બ્રાત ?
કિસકા પતિ કિસકી પ્રિયા ?, કિસકી ન્યાત ને જાત ? ૬૬
કિસકા મંદિર માળીયા ?, રાજ્ય ઋદ્ધિ પરિવાર;
ખિણુવિનાશી એ સહુ, એમ નિશ્ચે ચિત્ત ધાર. ૬૭
ઇંદ્રજાળ સમ એ સહુ, જેસો સુપનકો રાજ;
જેસી માયા ભૂતકી, તેસો સકલ એ સાથ. ૬૮
મોહમદિરાના પાનથી, વિકળ ભયા જે જીવ;
તિનકું અતિ રમણિક લગે, મગન રહે સદૈવ. ૬૯
મિથ્યામતિના જોરથી, નવિ સમજે ચિત્તમાંહી;
કોડ જતન કરે બાપડો, એ રહેવેકો નાંહી. ૭૦
એમ જાણી ત્રણ લોકમાં, જે પુદ્ગલપર્યાય;
તિનકી હું મમતા તજું, ધરૂં સમતા ચિત્ત લાય. ૭૧
એહ શરીર નહીં માહરૂં, એ તો પુદ્ગલખંધ;
હું તો ચેતનદ્રવ્ય છું, ચિદાનંદ સુખકંદ. ૭૨

એહ શરીરકા નાશથી, મુજકું નહિ કાંઇ ખેદ;
હું તો અવિનાશી સદા, અવિચલ અકલ અભેદ. ૭૩
દેખો એહ સ્વભાવથી, પ્રત્યક્ષ જૂઠો જેહ;
અતિ મમતા ધરી ચિત્તમાં, રાખણુ ચાહે તેહ. ૭૪
પણુ તે રાખી નવિ રહે, ચંચળ જેહ સ્વભાવ,
દુઃખદાયી એ ભવવિષે, પરભવ અતિ દુઃખદાય. ૭૫
એસા સ્વભાવ જાણી કરી, મુજકું નહિ કછુ ખેદ;
શરીર એહ અસારકા, ઇણુવિધ લહો સહુ ભેદ. ૭૬
સડો પડો વિધ્વંસ હો, જલો ગલો હુઓ છાર;
અથવા થિર થઈ ને રહો, પણુ મુજકું નહીં પ્યાર. ૭૭
જ્ઞાનદષ્ટિ પ્રગટ ભઈ, મીટ ગયા મોહઅંધાર;
જ્ઞાનસરૂપી આતમા, ચિદાનંદ સુખકાર. ૭૮
નિજ સરૂપ નિરધારકે, મેં ભયા ઇનમેં લીન;
કાળકા ભય મુજ ચિત્ત નહીં, ક્યા કર શકે એ દીન? ૭૯
ઇનકા બળ પુદ્ગલવિષે, મોપર ચલે ન કાંય;
મેં સદા થિર શાશ્વતા, અક્ષય આતમ–રાય. ૮૦

આતમજ્ઞાન વિચારતાં, પ્રગટયો સહજ સ્વભાવ;
અનુભવ–અમૃતકુંડમેં, રમણ કરૂં લહી દાવ. ૮૧
આત્મઅનુભવ–જ્ઞાનમાં, મગન ભયા અંતરંગ;
વિકલ્પ સવિ દૂરે ગયા, નિર્વિકલ્પ રસ રંગ. ૮૨
આતમ સત્તા એકતા, પ્રગટયો સહજ સ્વરૂપ;
તે સુખ ત્રણ જગમેં નહિં, ચિદાનંદ ચિદ્રૂપ. ૮૩
સહજાનંદ સહેજ સુખ, મગન રહું નિશદિશ;
પુદ્ગલપરિચય ત્યાગકે, મેં ભયા નિજ ગુણ ઈશ. ૮૪
દેખો મહિમા એહકો, અદ્ભુત અગમ અનૂપ;
તીન લોકકી વસ્તુકા, ભાસે સકલ સરૂપ. ૮૫
જ્ઞેય વસ્તુ જાણે સહુ, જ્ઞાનગુણે કરી તેહ;
આપ રહે નિજ ભાવમેં, નહીં વિકલ્પકી રેહ. ૮૬
એસા આતમરૂપમેં, મેં ભયા ઈણુવિધ લીન;
સ્વાધીન એ સુખ છોડકે, વંછું ન પર આધીન. ૮૭
એમ જાણી નિજ રૂપમેં, રહું સદા હુંશીયાર;
બાધા પીડા નહીં કછુ, આતમ અનુભવ સાર. ૮૮

જ્ઞાનરસાયણ પાયકે, મીટ ગઈ પુદ્ગલઆશ;
અચલ અખંડ સુખમેં રમું, પુરણાનંદ પ્રકાશ. ૮૯
ભવઉદધિ મહા ભયકરૂ, દુઃખજળ અગમ અપાર;
મોહે મૂર્છિત પ્રાણીકું, સુખ ભાસે અતિ સાર. ૯૦
અસંખ્ય પ્રદેશી આતમા, નિશ્ચે લોકપ્રમાણ;
વ્યવહારે દેહમાત્ર છે, સંકોચથકી મન આણ. ૯૧
સુખ વીરજ જ્ઞાનાદિ ગુણ, સર્વાંગે પ્રતિપૂર;
જેસે લૂણ સાકર ડલી, સરવાંગે રસભૂર. ૯૨
જેસે કંચુકત્યાગથી, વિણસત નાહીં ભુજંગ;
દેહત્યાગથી જીવ પણ, તૈસે રહત અભંગ. ૯૩
એમ વિવેક હૃદયે ધરી, જાણી શાશ્વત રૂપ;
થિર કરી હુઓ નિજ રૂપમેં, તજી વિકલ્પ ભ્રમકૂપ. ૯૪
સુખમય ચેતન પિંડ હે, સુખમેં રહે સદૈવ;
નિર્મળતા નિજ રૂપકી, નીરખે ખિણ ખિણ જીવ. ૯૫
નિર્મળ જેમ આકાશકું, લગે ન કિણ વિધ રંગ;
છેદ ભેદ હુએ નહીં, સદા રહે તે અભંગ. ૯૬

તેસે ચેતનદ્રવ્ય હૈ, ઇનિકો કબહુ ન નાશ;
ચેતન જ્ઞાનાનંદમય, જડભાવી આકાશ. ૯૭

દર્પણુ નિર્મળકે વિષે, સબ વસ્તુ પ્રતિભાસ;
તિમ નિર્મળ ચેતનવિષે, સબ વસ્તુ-પરકાસ. ૯૮

ઇણુ અવસર એમ જાણકે, મેં ભયા અતિ સાવધાન;
પુદ્‌ગલમમતા છાંડકે, ધરૂં શુદ્ધ આતમ-ધ્યાન. ૯૯

આતમજ્ઞાનકી મગનતા, એહીજ સાધન મૂલ;
એમ જાણી નિજ રૂપમેં, કરૂં રમણુ અનુકૂલ. ૧૦૦

નિર્મળતા નિજ રૂપકી, કિમહિ કહી ન જાય;
તીન લોકકા ભાવ સબ, ઝલકે તિનમેં આય. ૧૦૧

એસા મેરા સહજ રૂપ, જિન વાણી અનુસાર;
આતમજ્ઞાને પાયકે, અનુભવમેં એકતાર. ૧૦૨

આતમ અનુભવ જ્ઞાન જે, તેહીજ મોક્ષસરૂપ;
તે છંડી પુદ્‌ગલદશા, કુણુ ગ્રહે ભવકૂપ? ૧૦૩

આતમ અનુભવ જ્ઞાનસેં, દુવિધા ગઇ સબ દૂર;
તબ થિર થઇ નિજ રૂપકી, મહિમા કહું ભરપૂર. ૧૦૪

શાંત સુધારસ કુંડ એ, ગુણરત્નોંકી ખાણ;
અનંત ઋદ્ધિ આવાસ એ, શિવમંદિર સોપાન. ૧૦૫

પરમ દેવ પણ એહ છે, પરમ ગુરૂ પણ એહ;
પરમ ધર્મ પ્રકાશકો, પરમ તત્ત્વ ગુણગેહ. ૧૦૬

એસો ચેતન આપકો, ગુણ અનંત ભંડાર;
અપની મહિમા બિરાજતો, સદા સરૂપ–આધાર. ૧૦૭

ચિદ્રૂપી ચિન્મય સદા, ચિદાનંદ ભગવાન;
શિવ શંકર શંભુ નમું, પરમ બ્રહ્મ વિજ્ઞાન. ૧૦૮

ઈણ વિધ આપ સરૂપકી, લખી મહિમા અતિ સાર;
મગન ભયા નિજ રૂપમેં, સબ પુદ્ગલ–પરિહાર. ૧૦૯

ઉદધિ અનંત ગુણે ભર્યો, જ્ઞાનતરંગ અનેક;
મર્યાદા મૂકે નહીં, નિજ સરૂપકી ટેક. ૧૧૦

અપની પરિણતિ આદરી, નિર્મળ જ્ઞાનતરંગ;
રમણ કરૂં નિજ રૂપમેં, અબ નહીં પુદ્ગલરંગ. ૧૧૧

પુદ્ગલપિંડ શરીર એ, મેં હું ચેતનરાય;
મેં અવિનાશી એહ તો, ખિણમેં વિણસી જાય. ૧૧૨

અન્ય સ્વભાવે પરિણમે, વિણસંતાં નહીં વાર;
તિણસું મુજ મમતા કિસી? પાડોશી વ્યવહાર. ૧૧૩

ઇણકી થિતિ પૂરણ ભઇ, રહેણેકી નહીં આસ;
વરણ ગંધ રસ ફરસ સહુ, ગિલન લગા ચિહું પાસ. ૧૧૪

એહ શરીરકી ઉપરે, રાગ દ્વેષ મુજ નાંહી;
રાગ દ્વેષકી પરિણતે, ભમીએ ચિહું ગતિમાંહી. ૧૧૫

રાગદ્વેષપરિણામથી, કરમબંધ બહુ હોય;
પરભવ દુઃખદાયક ઘણા, નરકાદિક ગતિ જોય. ૧૧૬

મોહે મૂર્ચ્છિત પ્રાણીકું, રાગ દ્વેષ અતિ થાય;
અહંકાર મમકાર પણ, તિણથી શુદ્ધ બુધ જાય. ૧૧૭

મદિમા મોહઅજ્ઞાનથી, વિકલ ભયા સવિ જીવ;
પુદ્ગલિક વસ્તુ વિષે, મમતા ધરે સદીવ. ૧૧૮

પરમેં નિજપણું માનકે, નિવિડ મમત ચિત્ત ધાર;
વિકલ દશા વરતે સદા, વિકલ્પનો નહીં પાર. ૧૧૯

મેં મેરા એ ભાવથી, ફિર્યો અનંતો કાળ;
જિનવાણી ચિત્ત પરિણમે, છૂટે મોહજંજાળ. ૧૨૦

મોહવિકલ એ જીવકું, પુદ્દગલમોહ અપાર;
પણ ઇતની સમજે નહીં, ઇણમેં કછુ નહિ સાર ૧૨૧

ઇચ્છાથી નવિ સંપજે, કલ્પે વિપત ન જાય;
પણ અજ્ઞાની જીવકું, વિકલ્પ અતિશય થાય. ૧૨૨

એમ વિકલ્પ કરે ઘણા, મમતાઅંધ અજાણ;
મેં તો જિનવચને કરી, પ્રથમ થકી હુઓ જાણ. ૧૨૩

મેં શુદ્ધાતમ દ્રવ્ય હું, એ સબ પુદ્દગલભાવ;
સડન પડન વિધ્વંસણો, ઇસકા એહ સ્વભાવ. ૧૨૪

પુદ્દગલરચના કારમી, વિણસંતાં નહીં વાર;
એમ જાણી મમતા તજી, સમતાશું મુજ પ્યાર. ૧૨૫

જનની મોહ–અંધારકી, માયારજની ક્રૂર;
ભવદુઃખકી એ ખાણ હે, ઇણસું રહીએ દૂર. ૧૨૬

એમ જાણી નિજ રૂપમેં, રહું સદા સુખવાસ;
ઓર સબ ભવજાળ હે, ઇણસું ભયા ઉદાસ. ૧૨૭

એણુ અવસર કોઇ આય કે, મુજકું કહે વિચાર;
કાયાસું તુમ કછુ નહિ, એહ વાત નિરધાર. ૧૨૮

ગુણ એહ શરીર નિમિત્ત હે, મનુષ્યગતિકે માંહ;
શુદ્ધ ઉપયોગકી સાધના, ઇણુસું બને ઉછાંહ. ૧૨૯

એહ ઉપગાર ચિત્ત આણકે, ઇનકા રક્ષણકાજ;
ઉદ્યમ કરના ઉચિત હે, એહ શરીરકે સાજ. ૧૩૦

ઇનમેં ટોટા નહિ કછુ, એહ કેણેકી બાત;
તિનસુ ઉત્તર અબ કહું, સુણો સજ્જન ભલી ભાત. ૧૩૧

તુમને જો બાતાં કહી, અમ ભી જાણું સર્વ;
એહ મનુષ્યપરજાયસેં, ગુણ બહુ હોત નિગર્વ. ૧૩૨

શુદ્ધ ઉપયોગ સાધન બને, ઓર જ્ઞાનઅભ્યાસ;
જ્ઞાન વૈરાગ્યકી વૃદ્ધિકો, એહી નિમિત્ત હે ખાસ. ૧૩૩

ઇત્યાદિક અનેક ગુણ,–પ્રાપ્તિ ઇણથી હોય;
અન્ય પરજાયે એહવા, ગુણ બહુ દુર્લભ જોય. ૧૩૪

પણ એહ વિચારમેં, કહેણેકા એ મર્મ;
એહ શરીર રહો સુખે, જો રહે સંજમધર્મ. ૧૩૫

અપના સંજમાદિક ગુણા, રખણા એહીજ સાર;
તે સંયુક્ત કાયા રહે, તિનમેં કો ન અસાર. ૧૩૬

મોકું એહ શરીરસું, વેરભાવ તો નાંહી;
એમ કરતાં જો નવિ રહે, ગુણ રખણા તો ઉચ્છાંહી. ૧૩૭

વિઘનરહિત ગુણ રાખવા, તિણ કારણ સુણ મિત્ત;
સ્નેહ શરીરકા છાંડીએ, એહ વિચાર પવિત્ત. ૧૩૮
એહ શરીરકે કારણે, જો હોય ગુણકા નાશ;
એહ કદાપિ ના કીજીએ, તુમકું કહું શુભ ભાષ. ૧૩૯

એહ સંબંધકે ઉપરે, સુણો સુગુણ દૃષ્ટાંત;
જિણથી તુમ મનકે વિષે, ગુણબહુમાન હોય સંત. ૧૪૦
કોઇ વિદેશી વણિકસુત. ફરતાં ભૂતલમાંહી;
રત્નદ્વીપ આવી ચઢ્યો, નીરખી હરખ્યો તાંહી. ૧૪૧

જાણ્યું રત્નદ્વીપ એહ છે, રત્નતણો નહીં પાર;
કરૂં વ્યવસાય ઇહાં કણે, મેળવું રતન અપાર. ૧૪૨
તૃણકાષ્ઠાદિક મેળવી, કુટીર કરી મનોહાર;
તિણમેં તે વાસો વસે, કરે વણજ વ્યાપાર. ૧૪૩

રતન કમાવે અતિ ઘણાં, કુટીરમેં થાપે તેહ;
એમ કરતાં કેઇ દિન ગયા, એક દિન ચિંતા અછેહ. ૧૪૪

કુટીર પાસ અગ્નિ લગી, મનમેં ચિન્તે એમ;
બૂઝવું અગ્નિ ઉદ્યમ કરી, કુટી રતન રહે જેમ. ૧૪૫
કિણુવિધ અગ્નિ સમી નહીં, તવ તે કરે વિચાર;
ગાફલ રહેણા અબ નહીં, તરત હુઆ હુંશીયાર. ૧૪૬
એ તરણાકી ઝુંપડી, અગ્નિતણે સંજોગ;
ખિણુમેં એ જલી જાયગી અબ કહાં ઈસકા ભોગ? ૧૪૭

રતન સંભાળું આપણાં, એમ ચિંતી સવિ રતન;
લેઈ નિજપુર આવીઓ, કરતો બહુવિધ જતન. ૧૪૮
રતન વિક્રીય તેણે પુરે, લક્ષ્મી લહી અપાર;
મંદિર મહેલ બનાવીયા, બાગ બગીચા સાર. ૧૪૯

સુખ વિલસે સબ જાતકા, કિસી ઉણપ નહીં તાસ;
દેવલોક પરે માનતો, સદા પ્રસન્ન સુખ-વાસ. ૧૫૦
ભેદવિજ્ઞાની પુરૂષ જો, એહ શરીરકે કાજ;
દૂષણ કોઈ સેવે નહીં, અતિચારભી ત્યાજ. ૧૫૧
આતમગુણ રક્ષણ ભણી, દૃઢતા ધરે અપાર;
દેહાદિક મૂર્છા તજી, સેવે શુદ્ધ વ્યવહાર. ૧૫

સંજમ ગુણ પરભાવથી, ભાવી ભાવ સંજોગ;
મહાવિદેહ ખેત્રાંવિષે, જન્મ હોવે શુભ જોગ. ૧૫૩
જીહાં સીમંધરસ્વામીજી, આદે વીશ જિણંદ;
ત્રિભુવનનાયક સોહતા, નીરખું તસ મુખચંદ. ૧૫૪
કેવળજ્ઞાન દિવાકરુ, બહુ કેવળી ભગવાન;
વળી મુનિવર મહાસંજમી, શુદ્ધ ચરણ–ગુણવાન. ૧૫૫
એહવા ઉત્તમ ક્ષેત્રમાં, જો હોય મહારો વાસ;
તો પ્રભુ–ચરણકમળ વિષે, નિશદિન કરૂં નિવાસ. ૧૫૬
અતિ ભક્તિ–બહુમાનથી, પૂજી પદઅરવિંદ;
શ્રવણ કરૂં જિનવરગિરા, સાવધાન ગત દ્વંદ. ૧૫૭
સમવસરણ સુરવર રચે, રતનસિંહાસન સાર;
બેઠા પ્રભુ તસ ઉપરે, ચોત્રિશ અતિશયધાર. ૧૫૮
વાણી ગુણ પાંત્રિશ કરી, વરતે અમૃતધાર;
તે નિસુણી હૃદયે ધરી, પામું ભવજલ પાર. ૧૫૯
નિવિડ કર્મ મહારોગ જે, તિણકું ફેડણહાર;
પરમ રસાયણ જિનગિરા, પાન કરૂં અતિ પ્યાર. ૧૬૦

ક્ષાયક સમકિત શુદ્ધતા, કરવાનો પ્રારંભ;
પ્રભુ ચરણ સુપસાયથી, સફળ હોવે સારંભ. ૧૬૧
એમ અનેક પ્રકારકે, પ્રશસ્ત ભાવ સુવિચાર;
કરકે ચિત્ત પ્રસન્નતા, આણંદ લહું અપાર. ૧૬૨
ઓર અનેક પ્રકારકે, પ્રશ્ન કરે પ્રભુપાય;
ઉત્તર નિસુણી તેહના, સંશય સવિ દૂર જાય. ૧૬૩
નિઃસંદેહ ચિત્ત હોયકે, તત્ત્વાતત્ત્વ સરૂપ;
ભેદ યથારથ પાયકે, પ્રગટ કરે નિજ રૂપ. ૧૬૪
રાગદ્વેષ દોય દોષ હે, અષ્ટ કરમ જડ એહ;
હેતુ એહ સંસારકા, તિનકો કરવો છેહ. ૧૬૫
શીઘ્રપણે જડમૂળથી, રાગદ્વેષકો નાસ;
કરકે શ્રીજિનચંદ્રકું, નીરખું શુદ્ધ વિલાસ. ૧૬૬
પરમ દયાલ આણંદમય, કેવલ-શ્રી-સંયુક્ત;
ત્રિભુવનમેં સૂરજપરે, મિથ્યાતિમિરહરંત. ૧૬૭
એહવા પ્રભુકું દેખકે, રોમ રોમ ઉલસંત;
વચન સુધારસ શ્રવણ તે, હૃદય વિવેક વધંત. ૧૬૮

શ્રી જિન દરિશન જોગથી, વાણી ગંગપ્રવાહ;
તિણથી પાતિક-મળ સવે, ધોઈશ અતિ ઉચ્છાહ. ૧૬૯

પવિત્ર થઈ જિનદેવકે, પાસે લેશું દીક્ષ;
દુર્ધર તપ અંગીકરૂં, ગ્રહણ આસેવન શિક્ષ. ૧૭૦

ચરણ ધરમ પરભાવથી, હોશે શુદ્ધ ઉપયોગ;
શુદ્ધાતમકી રમણતા, અદ્ભુત અનુભવજોગ. ૧૭૧

અનુભવ અમૃત પાનમેં, આતમ ભયે લયલીન;
ક્ષપકશ્રેણકે સનમુખે, ચઢણ પ્રયાણ તે કીન. ૧૭૨

આરોહણ કરી શ્રેણીકું, ઘાતી કરમકો નાશ;
ઘનઘાતી છેદી કરી, કેવળજ્ઞાન પ્રકાશ. ૧૭૩

એક સમય ત્રણ કાલકે, સકળ પદારથ જેહ;
જાણે દેખે તત્ત્વથી, સાદિ અનંત અછેહ. ૧૭૪

એહિ પરમ પદ જાણીએ, સો પરમાતમરૂપ;
શાશ્વત પદ થિર એહ છે, ફિર નહીં ભવજળકૂપ. ૧૭૫

અવિચલ લક્ષ્મીકો ધણી, એહ શરીર અસાર;
તિનકી મમતા કિમ કરે? જ્ઞાનવંત નિરધાર. ૧૭૬

સમ્યગ્દષ્ટિ આતમા, ઈણ વિધ કરી વિચાર;
થિરતા નિજ સ્વભાવમેં, પરપરિણતિ પરિહાર. ૧૭૭

મુજકું દોનું પક્ષમેં, વરતે આણંદ ભાય;
જો કદી એહ શરીરકો, રેહેણો કાંઇક થાય. ૧૭૮
તો નિજ શુદ્ધ ઉપયોગકો, આરાધન કરૂં સાર;
તિનમેં વિઘન દીસે નહીં, નહીં સંકલેશકો ચાર. ૧૭૯

જો કદી થિતિ પૂરણ ભઈ, હોયે શરીરકો નાસ;
તો પરલોકવિષે કરૂં, શુદ્ધ ઉપયોગ અભ્યાસ. ૧૮૦
મેરે શુદ્ધ ઉપયોગમેં, વિઘન ન દીસે કોય;
તો મેરે પરિણામમેં, હલચલ કાંહસું હોય. ૧૮૧

મેરે પરિણામકે વિષે, શુદ્ધ સરૂપકી ચાહ;
અતિ આસક્તપણે રહે, નિશદિન એહિજ રાહ. ૧૮૨
એ આસક્તિ મીટાવવા, બ્રહ્મા વિષ્ણુ મહેશ;
આદિ કોઈ સમરથ નહીં, તેણે કરી ભય નહીં લેશ. ૧૮૩

ઇંદ્ર ધરણેંદ્ર નરેંદ્રકા, મુજકું ભય કછુ નાંહી;
યા વિધ શુદ્ધ સરૂપમેં, મગન રહું ચિત્તમાંહી. ૧૮૪

સમરથ એક મહાબળી, મોહસુભટ જગ જાણ;
સવિ સંસારી જીવકું, પટકે ચિહું ગતિ ખાણ. ૧૮૫
દુષ્ટ મોહચંડાલકી, પરણતિ વિષમ વિરૂપ;
સંજમધર મુનિ શ્રેણિગત, પટકે ભવજળ કૂપ. ૧૮૬
મોહ કરમ મહાદુષ્ટકું, પ્રથમ થકી પહીછાણ;
જિનવાણી મહામોગરે, અતિશય કીધ હેરાન. ૧૮૭
જરજરીભૂત હુઇ ગયા, નાઠા મુજસું દૂર;
અબ નજીક આવે નહીં, દૂરપે મુજશું ભૂર. ૧૮૮
તેણે કરી મેં નચિંત હું, અબ મુજ ભય નહીં કોય;
ત્રણ લોક પ્રાણી વિષે, મિત્રભાવ મુજ હોય. ૧૮૯
સુણો સજ્જન પરિવાર તુમ, સભાલોક સુણો વાત;
મરણેકા ભય મુજ નહિ, એહ નિશ્ચે અવદાત. ૧૯૦
અવસર લહી અબ મેં ભયા, નિર્ભય સર્વ પ્રકાર;
આતમસાધન અબ કરૂં, નિઃસંદેહ નિરધાર. ૧૯૧
શુદ્ધ ઉપયોગી પુરૂષકું, ભાસે મરણ નજીક;
તવ જંજાળ સબ પરિહરી, આપ હોવે નિરભીક ૧૯૨

એણુ વિધ ભાવ વિચારકે, આણંદમય રહે સોય;
આકુળતા કિણુ વિધ નહીં, નિરાકુલ થિર હોય. ૧૯૩
આકુળતા ભવબીજ હે, ઇણુથી વધે સંસાર;
જાણી આકુળતા તજે, એ ઉત્તમ આચાર. ૧૯૪
સંજમધર્મ અંગીકરે, કિરિયા કષ્ટ અપાર;
તપ જપ બહુ વરસાં લગે, કરી ફળસંચય સાર. ૧૯૫
આકુળતા પરિણામથી, ખિણમેં હોય સહુ નાશ;
સમકિતવંત એમ જાણીને, આકુળતા તજે ખાસ. ૧૯૬
નિરાકુળ થિર હોયકે, જ્ઞાનવંત ગુણજાણ;
હિતશિખ હૃદય ધરી તજે, આકુળતા દુઃખખાણ. ૧૯૭
આકુળતા કોઇ કારણે, કરવી નહીં લગાર;
એ સંસાર દુઃખકારણો, ઇણકુ દૂર નિવાર. ૧૯૮
નિશ્ચે શુદ્ધ સરૂપકી, ચિંતન વારંવાર;
નિજ સરૂપ વિચારણા, કરવી ચિત્તમઝાર. ૧૯૯
નિજ સરૂપકો દેખવો, અવલોકન પણ તાસ;
શુદ્ધ સરૂપ વિચારવો, અંતર અનુભવ ભાસ. ૨૦૦

અતિ થિરતા ઉપયોગકી, શુદ્ધ સરૂપકે માંહી;
કરતાં ભવદુઃખ સવિ ટળે, નિર્મળતા લહે તાંહી. ૨૦૧
જેમ નિર્મળ નિજ ચેતના, અમલ અખંડ અનુપ;
ગુણ અનંતનો પિંડ એહ, સહજાનંદ સ્વરૂપ. ૨૦૨
એહ ઉપયોગે વરતતાં, થિર ભાવે લયલીન;
નિર્વિકલ્પરસ અનુભવે, નિજ ગુણમાં હોય પીન. ૨૦૩
જબ લગે શુદ્ધ સરૂપમેં, વરતે થિર ઉપયોગ;
તબ લગે આતમજ્ઞાનમેં, રમણકરણકો જોગ. ૨૦૪
જબ નિજ જોગ ચલિત હોવે, તબ કરે એહ વિચાર;
એ સંસાર અનિત્ય છે, ઈણમેં નહીં કછુ સાર. ૨૦૫
દુઃખ અનંતકી ખાણ એહ, જનમમરણ ભય જોર;
વિષમ વ્યાધિ પૂરિત સદા, ભવસાયર ચિહું ઓર. ૨૦૬
એહ સરૂપ સંસારકો, જાણી ત્રિભુવનનાથ;
રાજઋદ્ધિ સબ છોડકે, ચલવે શિવપુર સાથ. ૨૦૭
નિશ્ચે દૃષ્ટિ નિહાળતાં, ચિદાનંદચિદ્રૂપ;
ચેતન દ્રવ્ય સાધર્મ્યતા, પૂરણાનંદ સરૂપ. ૨૦૮

પ્રગટ સિદ્ધતા જેહની, આલંબન લહી તાસ;
શરણ કરૂં મહાપુરૂષકો, જેમ હોય વિકલ્પનો નાશ. ૨૦૯
અથવા પંચ પરમેષ્ઠી એ, પરમ શરણ મુજ એહ;
વળી જિનવાણી શરણ છે, પરમ અમૃતરસ મેહ. ૨૧૦
જ્ઞાનાદિક આતમગુણા, રત્નત્રયી અભિરામ;
એહ શરણ મુજ અતિ ભલું, જેહથી લહું શિવધામ. ૨૧૧
એમ શરણ દૃઢ ધારકે, થિર કરવો પરિણામ;
જબ થિરતા હોયે ચિત્તમાં, તબ નિજ રૂપ વિસરામ. ૨૧૩
આતમરૂપ નિહાળતાં, કરતાં ચિંતન તાસ;
પરમાણંદ પદ પામીએ, સકલ કર્મ હોય નાશ. ૨૧૩
પરમ જ્ઞાન જગ એહ છે, પરમ ધ્યાન પણ એહ;
પરમ બ્રહ્મ પરગટ કરે, પરમ જ્યોતિ ગુણ ગેહ. ૨૧૪
તિણ કારણ નિજ રૂપમાં, ફિરી ફિરી કરી ઉપયોગ;
ચિહુંગતિભ્રમણ મીટાવવા, એહ સમ નહીં કોઈ જોગ. ૨૧૫
નિજ સરૂપ ઉપયોગથી, ફિરી ચલિત જો થાય;
તો અરિહંત પરમાતમા, સિદ્ધ પ્રભુ સુખદાય. ૨૧૬

તિનકા આત્મસરૂપકા, અવલોકન કરો સાર;
દ્રવ્ય ગુણ પર્જવ તેહના, ચિંતવો ચિત્ત-મઝાર. ૨૧૭
નિર્મલ ગુણ ચિંતન કરત, નિર્મલ હોય ઉપયોગ;
તવ ફિરી નિજ સરૂપકા, ધ્યાન કરો થિરજોગ. ૨૧૮
જે સરૂપ અરિહંતકો, સિદ્ધસરૂપ વળી જેહ;
તેહવો આતમરૂપ છે, તિણમેં નહીં સંદેહ. ૨૧૯
ચેતન દ્રવ્ય સાધર્મ્યતા, તેણે કરી એક સરૂપ;
ભેદભાવ ઇણમેં નહીં, એહવો ચેતન ભૂપ. ૨૨૦
ધન્ય જગતમેં તેહ નર, જે રમે આતમસરૂપ;
નિજ સરૂપ જેણે નવિ લહ્યું, તે પડીયા ભવકૂપ. ૨૨૧
ચેતન દ્રવ્ય સભાવથી, આતમ સિદ્ધસમાન;
પરજાયે કરી ફેર જે, તે સવિ કર્મવિધાન. ૨૨૨
તેણે કારણ અરિહંતકા, દ્રવ્ય ગુણ પરજાય;
ધ્યાન કરંતાં તેહનું, આતમ નિર્મળ થાય. ૨૨૩
પરમ ગુણી પરમાતમા, તેહના ધ્યાનપસાય;
ભેદભાવ દૂરે ટળે, એમ કહે ત્રિભુવન રાય. ૨૨૪

જેહ ધ્યાન અરિહંતકો, સોહિ આતમધ્યાન;
ફેર કછુ ઇણમેં નહીં, એહિજ પરમ નિધાન. ૨૨૫
એમ વિચાર હૃદયે ધરી, સમ્યગ્દષ્ટિ જેહ;
સાવધાન નિજ રૂપમેં, મગન રહે નિત્ય તેહ. ૨૨૬
આતમહિત સાધક પુરૂષ, સમકિતવંત સુજાણ;
કહા વિચાર મનમેં કરે, વરણવું સુણો ગુણખાણ. ૨૨૭
જેહ કુટુંબ પરિવાર સહુ, બેઠે હે નિજ પાસ;
તિનકો મોહ છોડાવવા, એણી પરે બોલે ભાસ. ૨૨૮
એહ શરીર આશ્રિત છે, તુમ મુજ માત ને તાત;
તેણે કારણ તુમકું કહું, અબ નિસુણો એક વાત. ૨૨૯
એતા દીન શરીર એહ, હોત તુમારા જેહ;
અબ તુમારા નાંહી હે, ભલી પરે જાણો તેહ. ૨૩૦
અબે એહ શરીરકા, આયુર્બલ થિતિ જેહ;
પૂરણ ભઈ અબ નવિ રહે, કિણ વિધ રાખી તેહ. ૨૩૧
થિતિપરમાણે તે રહે, અધિક ન રહે કેણી ભાત;
તો તસ મમતા છોડવી, એ સમજણકી બાત. ૨૩૨

જો અબ એહ શરીરકી, મમતા કરીએ ભાય;
પ્રીતિ રાખીએ તેહસું, દુઃખદાયક બહુ થાય. ૨૩૩
સુર અસુરાંકા દેહ એ, ઇંદ્રાદિકકા જેહ;
સબહિ વિનાશી એહ છે, તો કયું કરવો નેહ! ૨૩૪
ઇંદ્રાદિક સુર મહાબળી, અતિશય શક્તિ ધરંત;
થિતિ પૂરણ થયે તેહ પણ, ખિણ એક કોઉ ન રહંત. ૨૩૫
ઇંદ્રાદિક સુર જેહ છે, તિણકી ઋદ્ધિ અપાર;
બત્રિશ લાખ વિમાનકે, સવિ સુર આણાકાર. ૨૩૬
તિન લખ છત્રીશ સહસ છે, મહા બળવંત જુજાર;
આતમરક્ષક જેહના, અનિમિષ રહે હુંશીયાર. ૨૩૭
સાત કટકબળનો ધણી, ઋદ્ધિતણો નહીં પાર;
સામાનિક સુરવર પ્રમુખ, જિહાં છે બહુ વિસ્તાર. ૨૩૮
એહવા પરાક્રમકા ધણી, જબ થિતિ પૂરણ હોય;
કાળપિશાચ જબ સંગ્રહે, રાખી ન શકે કોય. ૨૩૯
કાળકૃતાંતકે આગળે, કિસકા ચલે ન જોર;
મોહે મૂંઝયા પ્રાણિયા, ટળવળતા કરે સોર. ૨૪૦

તેણે કારણ માવિત્ર તુમ, તજો મોહકું દૂર;
સમતાભાવ અંગીકરી, ધર્મ કરો થઈ શૂર. ૨૪૧

પુદ્‌ગલરચના કારમી, વિણસંતાં નહીં વાર;
તે ઉપર મમતા કિસી, ધરમ કરો જગસાર. ૨૪૨

જૂઠા એહ સંસાર છે, તિણકું જાણો સાચ;
ભૂલ અનાદિ અજ્ઞાનકી, મોહ કરાવે નાચ. ૨૪૩

કરમસંજોગ આવી મળે, થિતિ પાકે સહુ જાય;
ક્રોડ જતન કરીએ કદા, પણ ખિણ એક ન રહાય. ૨૪૪

સ્વપ્નસરીખા ભોગ છે, ઋદ્ધિ ચપળા ઝબકાર;
ડાભઅણી જળબિંદુસમ, આયુ અથિર સંસાર. ૨૪૫

તે જાણો તમે શુભ પરે, છંડો મમતા જાળ;
આતમહિત અંગીકરી, પાપ કરો વિસરાળ. ૨૪૬

રાગદશાથી જીવકું, નિવિડ કરમ હોય બંધ;
વળી દુર્ગતિમાં જઈ પડે, જિહાં દુઃખના બહુ ધંધ. ૨૪૭

મુજ ઉપર બહુ મોહથી, તુમકું અતિ દુઃખ થાય;
પણ આયુ પૂરણ થયે, કિસીથું તે ન રખાય. ૨૪૮

અલ્પ કાળ આયુ તુમે, દેખો દૃષ્ટિ નિહાળ;
સંબંધ નહીં તુમ મુજ બિચે, મૈં ફિરતા સંસાર. ૨૪૯

ભાવી ભાવ સંબંધથી, મૈં ભયા તુમકા પુત્ર;
પંથી મેલાપ તણી પરે, એ સંસારહ સૂત્ર. ૨૫૦

એણી વિધ સવિ સંસારી જીવ, ભટકે ચિહું ગતિ માંહી;
કરમબંધે આવી મળે, પણ ન રહે થિર ક્યાંહી. ૨૫૧

એહ સરૂપ સંસારકા, પ્રત્યક્ષ તુમ દેખાય;
તે કારણ મમતા તજી, ધર્મ કરો ચિત્ત લાય. ૨૫૨

પુન્યસંજોગે પામિયા, નરભવ અતિ સુખકાર;
ધર્મસામગ્રી સવિ મળી, સફળ કરો અવતાર. ૨૫૩

કાળઆહેડી જગતમેં, ભમતો દિવસ ને રાત;
તુમકું પણ ગ્રહશે કદા, એ સાચો અવદાત. ૨૫૪

એમ જાણી સંસારકી, મમતા કીજે દૂર;
સમતાભાવ અંગીકરો, જેમ લહો સુખ ભરપૂર. ૨૫૫

ધરમ ધરમ જગ સહુ કરે, પણ તસ ન લહે મર્મ;
શુદ્ધ ધર્મ સમજ્યા વિના, નવિ મીટે તસ ભર્મ. ૨૫૬

ફટિક મણિ નિરમલ જિશો, ચેતનકો જે સ્વભાવ;
ધરમ વસ્તુગત તેહ છે, અવર સવે પરભાવ. ૨૫૭
રાગદ્વેષકી પરિણતિ, વિષય કષાય સંજોગ;
મલિન ભયા કરમે કરી, જનમ મરણ આભોગ. ૨૫૮
મોહકરમકી ગહેલતા, મિથ્યાદષ્ટિ અંધ;
મમતાશું માચે સદા, ન લહે નિજ ગુણ સંધ ૨૫૯
તિન કારણ તુમકું કહું, સુણો એક ચિત્ત લગાય;
મમતા છાંડો મૂલથી, જેમ તુમકું સુખ થાય. ૨૬૦
પરમ પંચ પરમેષ્ઠિકો, સમરણ અતિ સુખદાય;
અતિ આદરથી કીજીએ, જેહથી ભવદુઃખ જાય. ૨૬૧
અરિહંત સિદ્ધ પરમાતમા, શુદ્ધ સરૂપી જેહ;
તેહના ધ્યાનપ્રભાવથી, પ્રગટે નિજ ગુણરેહ. ૨૬૨
શ્રી જિન ધર્મ પસાયથી, હુઈ મુજ નિર્મળ બુદ્ધ;
આતમ ભલી પરે ઓળખી, અબ કરૂં તેહની શુદ્ધ. ૨૬૩
તુમે પણ એહ અંગીકરો, શ્રીજિનવરકો ધર્મ;
નિજ આતમકું ભલી પરે, જાણી લહો સવિ મર્મ. ૨૬૪

ઓર સવે ભ્રમજાળ હે, દુઃખદાયક સવિ સાજ;
તિનકી મમતા ત્યાગકે, અબ સાધો નિજ કાજ. ૨૬૫

ભવ ભવ મેલી મૂકિયા, ધન કુટુંબ સંજોગ;
વાર અનંતા અનુભવ્યા, સવિ સંજોગ વિજોગ. ૨૬૬
અજ્ઞાની એ આતમા, જિસ જિસ ગતિમેં જાય;
મમતાવશ ત્યાં તેહવો, હુઈ રહી બહુ દુઃખ પાય. ૨૬૭

માહાતમ એ સવિ મોહકો, કિણવિધ કહ્યો ન જાય;
અનંત કાળ એણી પરે ભમે, જન્મમરણ દુઃખદાય. ૨૬૮
એમ પુદ્ગલપરજાય જેહ, સર્વ વિનાશી જાણ;
ચેતન અવિનાશી સદા, એ ના લખે અજાણ. ૨૬૯

મિથ્યા મોહને વશ થઈ, જૂઠેકું ભી સાચ;
કહે તિહાં અચરજ કિશો, ભવમંડપકો નાચ. ૨૭૦
જિનકો મોહ ગળી ગયો, ભેદજ્ઞાન લહી સાર;
પુદ્ગલકી પરિણતિ વિષે, નવિ રાચે નિરધાર. ૨૭૧

ભિન્ન લખે આતમથકી, પુદ્ગલકી પરજાય;
કિમહિ ચલાવ્યો નવિ ચલે, કિસી પરે તે ન ઠગાય. ૨૭૨

ભયા યથારથ જ્ઞાન જબ, જાણે નિજ પરભાવ;
થિરતા ભઈ નિજ રૂપમેં, નવિ રૂચે તસ પરભાવ. ૨૭૩

માત તાત તુમકું કહું, એ સબ સાચી વાત;
તે ચિત્તમેં ધરજ્યો સદા, સફળ કરો અવદાત. ૨૭૪
મુજકું તુમ સાથે હતો, એતા દિન સંબંધ;
અબ તે સવિ પૂરણ હુઓ, ભાવીભાવ પ્રબંધ. ૨૭૫

વિકલ્પ કોઇ તુમે મત કરો, ધરમ કરો થઈ ધીર;
મેં પણ આતમસાધના, કરૂં નિજ મન કરી થીર. ૨૭૬
આતમકારજ સાધવો, તુમકું ઉચિત હે સાર;
મોહ ન કરો કિસી કારણે, જિણથી દુઃખ અપાર. ૨૭૭

સહજ સ્વરૂપ જે આપણો, તે છે આપણી પાસ;
નહીં કિસીશું જાચના, નહીં પરકી કિસી આશ. ૨૭૮
અપના ઘરમાંહી અછે, મહા અમૂલ્ય નિધાન;
તે સંભાળો શુભ પરે, ચિંતન કરો સુવિધાન ૨૭૯

જન્મમરણકા દુઃખ ટળે, જબ નીરખે નિજ રૂપ;
અનુક્રમે અવિચળ પદ લહે, પ્રગટે સિદ્ધસરૂપ. ૨૮૦

નિજ સરૂપ જાણ્યા વિના, જીવ ભમે સંસાર;
જબ નિજ રૂપ પિછાણિયો, તબ લહે ભવકો પાર. ૨૮૧

સકલ પદારથ જગતકે, જાણુણ–દેખણહાર;
પ્રત્યક્ષ ભિન્ન શરીરશું. જ્ઞાયક ચેતન સાર. ૨૮૨

દૃષ્ટાંત એક સુણો ઇહાં, બારમા સ્વર્ગકો દેવ;
કૌતુક મિષ મધ્ય લોકમેં, આવી વસિયો હેવ. ૨૮૩

કોઇક રંક પુરૂષતણી, શરીર પરજાયમેં સોય;
પેસી ખેલ કરે કિશા, તે દેખો સહુ કોય. ૨૮૪

કબહિક રાનમેં જાયકે, કાષ્ટકી ભારી લેય;
નગરમેં વેચન ચાલિયો, મસ્તક ધરીને તેહ. ૨૮૫

કરે મજુરી કોઇ દિન, કબહિક માગે ભીખ;
કબહિક પરસેવા વિષે, દક્ષ થઇ ધરે શીખ. ૨૮૬

કબહિક નાટકિયો, હુઇ, રીઝવે નરકા વૃંદ;
કબહિક વણિક બનિ ઇસો, કરે વેપાર અમંદ. ૨૮૭

કબહિક માલ ગુમાયકે, રૂદન કરે બહુ તેહ;
કબહિક નફા પાયકે, હાસ્ય વિનોદ અછેહ. ૨૮૮

એણી વિધ ખેલ કરે ઘણા, પુત્ર પુત્રી પરિવાર;
સ્ત્રી આદિક સાથે રહે, નગરમાંહી તેણી વાર. ૨૮૯
વૈરીકટક આવ્યું ઘણું, નાસણ લાગ્યા લોક;
તવ તે સુર એમ ચિંતવે, ઈહાં હોશે બહુ શોક. ૨૯૦
એમ વિચાર કરી સવે, ચાલે આધી રાત;
એક પુત્રકુ કાંધ પર, બીજાકું ગ્રહે હાથ. ૨૯૧
ઘરવાખરેકો પોટલો, સ્ત્રી લહે શિરપર તેહ;
પુત્રીકું આગળ કરી, એણી પેરે ચાલે તેહ. ૨૯૨
ફાટે તૂટે ગોદડાં, તિણકો બાંધી ગાંઠ;
શિર ધરી તે આપણે, એણિ વિધ તિહાંથી નાઠ. ૨૯૩
મારગ ચાલતાં તેહને, વાટ બટાઉ મળે જેહ;
પૂછે કિહાં ચાલ્યા તુમે ?, તવ એમ ભાખે તેહ. ૨૯૪
નગર અમારૂં ઘેરિયું, વયરીલશ્કર આય;
તિણ કારણ અમે નાશિયા, લહી કુટુંબ સમવાય. ૨૯૫
કોઈક ગામમેં જાયકે, જિમ તિમ કરૂં ગુજરાન;
કરમવિપાક બને ઇસા, તેણે કરી ભયા હેરાન. ૨૯૬

એમ અનેક પ્રકારકા, ખેલ કરે જગમાંહી;
પણ ચિત્તમેં જાણે ઈશ્યું, મેં સદા સુખ માંહી. ૨૯૭
મેં તો બારમા કલ્પકો, દેવ મહાઋદ્ધિવંત;
અનોપમ સુખ વિલસું સદા, અદ્ભુત એ વિરતંત. ૨૯૮
એ ચેષ્ટા જે મેં કરી, તે સવિ કૌતુક કાજ;
રંકપરજાય ધારણ કરી, તિણકો એ સવિ સાજ. ૨૯૯
જેમ સુર એહ ચરિત્રને, નવિ ધરે મમતાભાવ;
દીનભાવ પણ નવિ કરે, ચિંતવે નિજ સુરભાવ. ૩૦૦
એણિ વિધ પર પરજાયમેં, મેં જે ચેષ્ટા કરંત;
પણ નિજ શુદ્ધ સરૂપકું, કબહુ નહીં વિસરંત. ૩૦૧
શુદ્ધ હમારો રૂપ હે, શોભિત સિદ્ધસમાન;
કેવલલક્ષ્મીકો ધણી, ગુણ અનંત નિધાન. ૩૦૨
એણિ પરે એહ સરૂપકો, અનુભવ કિયો બહુ વાર;
અબકિણ વિધ મુજ ભય નહીં, એ જાણો નિરધાર. ૩૦૩
અબ આગે નિજ નારીકું, સમજાવે શુભ રીત;
મમતા ન કરો એહકી, ન કરો પુદ્ગલ-પ્રીત. ૩૦૪

થિતિ પૂરણ ભઈ એહકી, અબ રહેણેકા નાંહી;
તો ક્યું મોહ ધરો ઘણો ?, દુઃખકરણ દિલમાંહી. ૩૦૫
મેરા તેરા સંબંધ જે, એતા દિનકા હોય;
વધઘટ કો ન કરી શકે, એણિ વિધ જાણો સોય. ૩૦૬
એહ શરીર અસાર છે, વિણસંતાં નહીં વાર;
થિતિ બલ સવિ પૂરણ હુઆ, ખિણમેં હોયગી છાર. ૩૦૭
તિણ કારણ તુમકું કહું, મ ધરો ઈણકી આશ;
ગરજ સરે નહીં તાહરી, ઈનકા હોયે અબ નાશ. ૩૦૮
એમ જાણી મમતા તજી, ધરમ કરો ધરી પ્રીત;
જેમ આતમસુખ સંપજે, એ ઉત્તમકી રીત. ૩૦૯
કાળ જગતમેં સહુ શિરે, ગાફલ રહેણા નાંહી;
કબહિક તુજકું પણ ગ્રહે, સંશય ઈણમેં નાંહી. ૩૧૦
તું મુજ પ્યારી નારી છે, એ સવિ મોહવિલાસ;
ભોગવિટંબના જાણીએ, આતમગુણકા નાશ. ૩૧૧
સ્ત્રી ભરથાર સંજોગ જે, ભવનાટક એહ જાણ;
ચેતન તુજ મુજ સારીખો કર્મ વિચિત્ર વખાણ. ૩૧૨

એમ વિચાર ચિત્તમેં ધરી, મમતા મૂકો દૂર;
નિજ સ્વારથ સાધન ભણી, ધરમ કરો થઈ શૂર. ૩૧૩

જો મુજ ઉપર રાગ છે, તો કરો ધરમમેં સાજ;
ઇણે અવસર તુજ ઉચિત હે, એ સમો અવર ન કાજ ૩૧૪
ધરમઉપદેશ એણી પરે, તેરા હિતકે કાજ;
મેં કહ્યો કરણા લાયકે, તેણે સાધો શિવરાજ. ૩૧૫

ફોગટ ખેદ ન કીજીએ, કર્મબંધ બહુ થાય;
જાણી એમ મમતા તજી, ધર્મ કરો સુખદાય. ૩૧૬
હવે નિજ કુટુંબભણી કહે, હિતશિક્ષા સુવિચાર;
મમતા મોહ છોડાવવા, એણિ વિધ કરે ઉપગાર. ૩૧૭

સુણો કુટુંબ પરિવાર સહુ, કહું તુમકું હિત લાય;
આયુ થિતિ પૂરણ ભઈ, એહ શરીરકી ભાય. ૩૧૮
તેણે કારણ મુજ ઉપરે, રાગ ન ધરણાં કોય;
રાગ કર્યાં દુઃખ ઉપજે, ગરજ ન સરણી જોય. ૩૧૯

એહ થિતિ સંસારકી, પંખીકા મેલાપ;
ખિણુ ખિણુમેં ઊડી ચલે, કહાં કરણા સંતાપ. ૩૨૦

કોણ રહ્યા ઈહાં થિર થઈ ?, રેહણહાર નહીં કોય;
પ્રત્યક્ષ દીસે ઇણી પરે, તુમે પણ જાણો સોય. ૩૨૧
મેરે તુમ સહુ સાથશું, ક્ષમાભાવ છે સાર;
આણંદમાં તુમ સહુ રહો, ધર્મ ઉપર ધરો પ્યાર. ૩૨૨
ભવસાયરમાં બૂડતાં, ના કોઈ રાખણહાર;
ધર્મ એક પ્રવહણ સમો, કેવલિભાષિત સાર. ૩૨૩
એ સેવો તુમ ચિત્ત ધરી, જેમ પામો સુખ સાર;
દુરગતિ સવિ દૂરે ટળે, અનુક્રમે ભવનિસ્તાર. ૩૨૪
એમ કુટુંબ પરિવારકું, સમજાવી અવદાત;
પછી પુત્ર બોલાયકે, ભાખે એણી પરે વાત. ૩૨૫
સુણો પુત્ર શાણા તુમે, કેહણેકો એ સાર;
મોહ ન કરવો માહરો, એહ અથિર સંસાર. ૩૨૬
શ્રીજિનધરમ અંગીકરો, સેવો ધરી બહુ રાગ;
તુમકું સુખદાયક ઘણો, લહેશો મહા સોભાગ. ૩૨૭
વ્યવહારિક સંબંધથી, આપણા માનો સાર;
તેણે કારણ તુમને કહું, ધારો ચિત્ત મોઝાર. ૩૨૮

પ્રથમ દેવ ગુરૂ ધર્મકી, કરો અતિ ગાઢ પ્રતીત;
મિત્રાઈ કરો સુજનકી, ધર્મીશું ધરો પ્રીત. ૩૨૯

દાન શીયલ તપ ભાવના, ધર્મ એ ચાર પ્રકાર;
રાગ ધરો નિત્ય એહશું, કરો શકિત અનુસાર. ૩૩૦
સ્વજન તથા પરજન વિષે, ભેદવિજ્ઞાન જેમ હોય;
એહ ઉપાય કરો સદા, શિવસુખદાયક સોય. ૩૩૧

જે સંસારી પ્રાણિયા, મગન રહે સંસાર;
પ્રીત ન કીજીએ તેહકી, મમતા દૂર નિવાર. ૩૩૨
રાગી જીવકી સંગતે, એહ સંસારમઝાર;
કાળ અનાદિ ભટકતાં, કિમહિ ન લહીએ પાર. ૩૩૩

રાગે રાગદશા વધે, તેમ વળી વિષય વિકાર;
મમતા મૂર્છા બહુ વધે, એ દુર્ગતિદાતાર. ૩૩૪
તેણે સંસારી જીવકી, તજી સંગત દિલ ધાર;
જ્ઞાનવંત પુરૂષોતણી, કરો સંગતિ સુવિચાર. ૩૩૫

ધર્માત્મા પુરૂષતણી, સંગતે બહુ ગુણ થાય;
જશ કીર્ત્તિ વાધે ઘણી, પરિણતિ સુધરે ભાય. ૩૩૬

એમ અનેક ગુણુ સંપજે, એહ લોકમેં સુખકાર;
વળી પરલોકમેં પામીએ, સ્વર્ગાદિક સુખ સાર. ૩૩૭
વળી ઉત્તમ પુરૂષતણી, સંગતે લહીએ ધર્મ;
ધર્મ આરાધી અનુક્રમે, પામીએ શિવપુરશર્મ[1]. ૩૩૮
ધર્મી ઉત્તમ પુરૂષકી, સંગતિ સુખની ખાણુ;
દોષ સકળ દૂર ટળે, અનુક્રમે પદ નિર્વાણુ. ૩૩૯
એણિ વિધ તુમકું હિતભણી, વચન કહ્યાં સુરસાલ;
જો તુમકું સચ્ચા લગે, તો કીજો ચિત્ત વશાલ. ૩૪૦
દયાભાવ ચિત્ત આણકે, મેં કહ્યા ધર્મ વિચાર;
જો તુમ હૃદયમાં ધારશો, તો લેશો સુખ અપાર ૩૪૧
એમ સબકું સમજાયકે, સબસેં અલગા હોય;
અવસર દેખી આપણા, ચિત્તમેં ચિંતે સોય. ૩૪૨
આયુ અલ્પ નિજ જાણકે, સમકિતદષ્ટિવંત;
દાન પુન્ય કરણા જિકે, નિજ હાથે કરે સંત. ૩૪૩
મહાવ્રતધારી મુનિવરા, સમ્યગ્જ્ઞાન સંયુક્ત;
ધારક દશવિધ ધર્મના, પંચ સમિતિ ત્રણ ગુપ્ત. ૩૪૪

બાહ્ય અભ્યંતર ગ્રંથિ જે, તેહથી ન્યારા જેહ;
બહુશ્રુત આગમઅર્થના, મર્મ લહે સહુ તેહ. ૩૪૫
એહવા ઉત્તમ ગુરૂતણો, પુન્યથી જોગ જો હોય;
અંતર ખુલી એકાંતમેં, નિઃશલ્યભાવ હોય સોય. ૩૪૬
એહવા ઉત્તમ પુરૂષનો, જોગ કદી નવિ હોય;
તો સમકિતદૃષ્ટિ પુરૂષ, મહાગંભીર તે જોય. ૪૪૭
એહવા ઉત્તમ પુરૂષકે, આગે અપની બાત;
હૃદય ખોલકે કીજીએ, મરમ સકલ અવદાત. ૩૪૮
જોગ જીવ ઉત્તમ જિકે, ભવભીરૂ મહાભાગ;
એહવો જોગ ન હોય કદા, કહેણેકો નહીં લાગ. ૩૪૯
અપના મનમેં ચિંતવે, દુષ્ટ કરમવશ જેહ;
પાપકરમ જે હોઈ ગયું, બહુવિધ નિંદે તેહ. ૩૫૦
શ્રીઅરિહંત પરમાતમા, વળી શ્રીસિદ્ધભગવંત;
જ્ઞાનવંત મુનિરાજની, વલી સુર સમકિતવંત. ૩૫૧
ઈત્યાદિક મહાપુરૂષકી, સાખ કરી સુવિશાલ;
વળી નિજ આતમસાખશું, દુરિત સવે અસરાલ. ૩૫૨

મિથ્યાદુષ્કૃત ભલી પરે, દીજે ત્રિકરણશુદ્ધ;
એણિ વિધ પવિત્ર થઈ પછે, કીજે નિર્મળ બુદ્ધ. ૩૫૩
અવશ્ય મરણ નિજ મન વિષે, ભાસન હુવે જામ;
સર્વ પરિગ્રહ ત્યાગકે, આહાર ચાર તજે તામ. ૩૫૪
જો કદી નિર્ણય નવિ હુવે, મરણતણો મનમાંહી;
તો મરજાદા કીજીએ, ઈતર કાલકી તાંહી. ૩૫૫
સર્વઆરંભ પરિગ્રહ સહુ, તિનકો કીજે તાગ;
ચાર આહાર વળી પચ્ચખિએ, ઇણવિધ કરીમહાભાગ ૩૫૬
હવે તે સમકિતદષ્ટિવંત, થિર કરી મન વચ કાય;
ખાટથી નીચે ઉતરી, સાવધાન અતિ થાય. ૩૫૭
સિંહપરે નિર્ભય થઇ, કરે નિજ આતમકાજ;
મોક્ષ લક્ષ્મી વરવાભણી, લેવા શિવપુર રાજ. ૩૫૮
જિમ મહાસુભટ સંગ્રામમાં, વૈરી જીતણ કાજ;
રણભૂમિમેં સંચરે, કરતા અતિહ દિગ્ગાજ. ૩૫૯
ઈણિવિધ સમકિતવંત જે, કરી થિરતાપરિણામ;
આકુળતા અંશે નહીં, ધીરજતણું તે ધામ. ૩૬૦

શુદ્ધ ઉપયોગમાં વરતતો, આતમગુણઅનુરાગ;
પરમાતમકે ધ્યાનમેં, લીન ઓર સબ ત્યાગ. ૩૬૧
ધ્યાતા ધ્યેયની એકતા, ધ્યાન કરંતાં હોય;
આતમ હોય પરમાતમા, એમ જાણે તે સોય. ૩૬૨
સમ્યગ્દૃષ્ટિ શુભ મતિ, શિવસુખ ચાહે તેહ;
રાગાદિ પરિણામમેં, ખિણ નવિ વરતે તેહ. ૩૬૩
કિણહિ પદારથકી નહીં, વાંછા તસ ચિત્તમાંહ;
મોક્ષલક્ષ્મી વરવા ભણી, ધરતો અતિ ઉછાંહ. ૩૬૪
એણિવિધ ભાવ વિચારતાં, કાળ પૂરણ કરે સોય;
આકુલતા કિણ વિધ નહીં, નિરાકુલ થિર હોય. ૩૬૫
આતમસુખ આણંદમય, શાંત સુધારસ કુંડ;
તામેં તે ઝીલી રહે, આતમવીરજ ઉદંડ. ૩૬૬
આતમસુખ સ્વાધીન છે, ઓર ન એહ સમાન;
એમ જાણી નિજ રૂપમેં, વરતે ધરી બહુમાન. ૩૬૭
એમ આણંદમાં વરતતાં, શાંત પરિણામ સંયુક્ત;
આયુ નિજ પૂરણ કરી, મરણ લહે મતિમંત. ૩૬૮

એહ સમાધિ પ્રભાવથી, ઇંદ્રાદિકકી ઋદ્ધ;
ઉત્તમ પદવી તે લહે, સર્વ કારજકો સિદ્ધ. ૩૬૯

મહાવિભૂતિ પાયકે, વિચરંતા ભગવાન;
વળી કેવળી મુનિરાજને, વંદે સ્તવે બહુમાન. ૩૭૦

સુરલોકે શાશ્વત પ્રભુ, નિત્ય ભક્તિ કરે તાસ;
કલ્યાણક જિનરાજનાં, ઓચ્છવ કરત ઉલાસ. ૩૭૧

નંદીસર આદે ઘણાં, તીરથ વંદે સાર;
સમકિત નિર્મળ તે કરે, સફળ કરે અવતાર. ૩૭૨

સુરઆયુ પૂરણ કરી, તિહાંથી ચવીને તેહ;
મનુષ્યગતિ ઉત્તમ કુલે, જનમ લહે ભવી તેહ. ૩૭૩

રાજ્યઋદ્ધિ સુખ ભોગવી, સદ્ગુરૂ પાસે તેહ;
સંજમધર્મ અંગીકરી, ગુરૂ સેવે ધરી નેહ. ૩૭૪

શુદ્ધ ચરણ પરિણામથી, અતિ વિશુદ્ધતા થાય;
ક્ષપકશ્રેણિ આરોહીને, ઘાતી કરમ ખપાય. ૩૭૫

કેવળજ્ઞાન પ્રગટ ભયો, કેવળ દરશન ભાસ;
એક સમય ત્રણ કાલકી, સર્વ વસ્તુ પરકાસ. ૩૭૬

સાદિ અનંત થિતિ કરી, અવિચલ સુખ નિરધાર;
વચન અગોચર એહ છે, કિણુવિધ લહીએ પાર? ૩૭૭
મહિમા મરણુસમાધિનો, જાણો અતિ ગુણુગેહ;
તિણુ કારણુ ભવી પ્રાણિયા, ઉદ્યમ કરીએ તેહ. ૩૭૮
એણિ વિધ મરણુસમાધિકો, સંક્ષેપે સુવિચાર;
દુહા ભાસ રચના કરી, નિજ પરને ઉપગાર. ૩૭૯
મરણુસમાધિવિચારની, પ્રતિ મળી મુજ એક;
તિણુમેં સમાધિમરણુકો, વર્ણવ કીયો અતિ છેક. ૩૮૦
પણુ ભાષા મરૂદેશકી, તિણુમેં લખિયો તેહ;
તિણુ કારણુ સુગમ કરી, દુહાબંધ કીયો એહ. ૩૮૧
અલ્પ મતિ અનુસારથી, બિનઉપયોગે જેહ;
વિરૂદ્ધભાવ લખિયો જિકે, મિથ્યાદુષ્કૃત તેહ. ૩૮૨
ભાવનગરવાસી ભલા, સેવક શ્રીભગવંત;
ભગવાનસુત ભગવાનકું, બ્હેચરદાસ પ્રણુમંત. ૩૮૩



## [ દુહાં ]

અવસર નિકટ મરણ તણો, જબ જાણે બુધ લોય;
તબ વિશેષ સાધન કરે, સાવધાન અતિ હોય. ૧

ધર્મ અર્થ અરૂ કામ શિવ, સાધન જગમેં ચાર;
વ્યવહારે વ્યવહાર લખ, નિશ્ચે નિજ ગુણ ધાર. ૨

મૂરખ કુલઆચારકુ, જાણુત ધર્મ સદીવ;
વસ્તુ સ્વભાવે ધરમ શુદ્ધ, કહત અનુભવી જીવ. ૩

ખેહ ખજાનાકું અરથ, કહત અજ્ઞાની જીહ;
કહત દ્રવ્ય દરસાવકું, અર્થ સુજ્ઞાની બીહ. ૪

દંપતી રતિક્રીડા પ્રત્યે, કહત દુરમતિ કામ;
કામ ચિત્તઅભિલાષકું, કહત સુમતિ ગુણધામ. ૫

ઇંદ્ર લોકકું કહત શિવ, જે આગમદગહીણ;
બંધ અભાવ અચલ ગતિ, ભાખત નિત્ય પ્રવીણ. ૬

એમ અધ્યાતમપદ લખી, કરત સાધના જેહ;
ચિદાનંદ નિજધર્મનો, અનુભવ પાવે તેહ. ૭

સમયમાત્ર પ્રમાદ તજ, ધર્મ સાધનામાંય;
અથિર રૂપ સંસાર લખ, રે નર કહીએ કાંય. ૮

છિજત છિન છિન આવખો, અંજલી જલ જ્યું મીત;
કાલચક્ર માથે ભમત, સોવત કહાં અભીત? ૯

તન ધન જોબન કારમા, સંધ્યા રાગ સમાન;
સકલ પદારથ જગતમેં, સુપનરૂપ ચિત્ત જાન. ૧૦

મેરા મેરા ક્યા કરે?, તેરા હે નહિ કોય;
ચિદાનંદ પરિવારકા, મેલા હે દિન દોય. ૧૧

એસા ભાવ નિહાળી નિત, કીજે જ્ઞાનવિચાર;
મીટે ન જ્ઞાન વિચાર વિણ, અંતર ભાવવિકાર. ૧૨

જ્ઞાનરવિ વૈરાગ્ય જસ, હિરદે ચંદ્રસમાન;
તાસ નિકટ કહો કેમ રહે?, મિથ્યાતમ દુઃખખાણ. ૧૩

આપ આપણે રૂપમેં, મગન મમત મલ ખોય;
નિત્ય રહે સમતારસી, તાસ બંધ નવિ કોય. ૧૪

પરપરિણતિ પરસંગશું, ઉપજત વિણસત જીવ;
મીટયો મોહ પરભાવકો, અચલ અબાધિત શિવ. ૧૫

જૈસે કંચુક ત્યાગસે, વિણુસત નહિ ભુજંગ;
દેહત્યાગથી જીવ પણુ, તૈસે રહત અભંગ. ૧૬

જો ઉપજે સો તું નહિ, વિણુસત તે પણુ નાંહી;
છોટા મોટા તું નહિ, સમજ દેખ દિલમાંહી. ૧૭

વરણુ ભાતિ તોમેં નહીં, જાત પાત કુલ રેખ;
રાવ રંક તું હૈ નહિ, નહિ બાબા નહિ ભેખ. ૧૮

તું સૌમેં સૌથી સદા, ન્યારા અલખ સરૂપ;
અકથ કથા તેરી મહા, ચિદાનંદ ચિદ્રૂપ. ૧૯

જન્મ મરણુ જિહાં હૈ નહિ, ઈત ભીત લવલેશ;
નહિ શિર આણુ નરિંદકી, સોહિ આપણા દેશ. ૨૦

વિનાશિક પુદ્ગલદશા, અવિનાશી તું આપ;
અપ્પા આપ વિચારતાં, મીટે પુન્ય અરૂ પાપ. ૨૧

બેડી લોહ કનકમયી, પાપ પુન્ય જગ જાણુ;
દોયથકી ન્યારા સદા, નિજ સ્વરૂપ પહિચાણુ. ૨૨

જુગલ ગતિ શુભ પુન્યથી, ઈતર પાપથી જોય;
ચારો ગતિ નિવારીએ, તબ પંચમ ગતિ હોય. ૨૩

પંચમ ગતિ બિન જીવકું, સુખ તિહું લોક મોઝાર;
ચિદાનંદ નવિ જાણુજો, એ મહોટો નિરધાર. ૨૪

ઈમ વિચાર હિરદે કરત, જ્ઞાન ધ્યાન રસ લીન;
નિર્વિકલ્પરસ અનુભવી, વિકલ્પતા હોય છીન. ૨૫
નિર્વિકલ્પ ઉપયોગમેં, હોત સમાધિ રૂપ;
અચલ જ્યોત ઝલકે તિહાં, પાવે દર્શ અનૂપ. ૨૬

દેખ દર્શ અદ્‌ભુત મહા, કાલ ત્રાસ મીટ જાય;
જ્ઞાન યોગ ઉત્તમ દશા, સદ્‌ગુરૂ એહ બતાય. ૨૭
જ્ઞાનાલંબન દૃઢ ગ્રહી, નિરાલંબતા ભાવ;
ચિદાનંદ નિત્ય કીજીએ, એહિજ મોક્ષ–ઉપાય. ૨૮

થોડાસામેં જાણુજો, કારજ રૂપ વિચાર;
કહત સુનત શ્રુતજ્ઞાનકો, કબહુ ન આવે પાર. ૨૯
મેં મેરા એ જીવકું, બંધન મહોટા જાન;
મેં મેરા જાકું નહીં, સોહી મોક્ષ પીછાન. ૩૦

મેં મેરા એ ભાવથી, વધે રાગ અરૂ રોષ;
રાગ રોષ જૌલોં હિયે, તૌંલોં મીટે ન દોષ. ૩૧

રાગ–દ્વેષ જાકું નહીં, તાકું કાલ ન ખાય;
કાલજીત જગમેં રહે, મહોટા બિરૂદ ધરાય. ૩૨

ચિદાનંદ નિત કીજીએ, સમરણ શ્વાસોશ્વાસ;
વૃથા અમૂલક જાત હૈ, શ્વાસ ખબર નહી તાસ. ૩૩

ચાર અબજ કોડી સપ્ત, પુનઃ અડતાલીસ લાખ;
સ્વાસ સહસ ચાલીશ સુધિ, સો વરસામેં ભાખ. ૩૪

વર્ત્તમાન એ કાલમેં, ઉત્કૃષ્ટી થિતિ જોય;
એકશત શોલે વર્ષની, અધિક ન જીવે કોય. ૩૫

સોપક્રમ આયુક કહ્યો, પંચમકાલ મોઝાર;
સોપક્રમ આયુ વિષે, ઘાત અનેક વિચાર. ૩૬

મંદ સ્વાસ સ્વરમેં ચલત, અલ્પ ઊમર હોય ખીણ;
અધિક સ્વાસ ચાલત અધિક, હીણ હોત પરવીણ. ૩૭

ચાર સમાધિ લીન નર, ષટ શુભ ધ્યાન મોઝાર;
તૃષ્ણા ભાવ બેઠા જ્યું દસ, બોલત દ્વાદશ વાર. ૩૮

ચાલત સોલસ સોવતાં, ચલત સ્વાસ બાવીશ;
નારી ભોગવતાં જાણજો, ઘટત સ્વાસ છત્રીશ. ૩૯

થોડી વેલા માંહે જસ, વહત અધિક સ્વર શ્વાસ;
આયુ છીજે બલ ઘટે, રોગ હોય તન તાસ. ૪૦
અધિકા નાંહિ બોલીયેં, નહિ રહિયે પડ સોય;
અતિ શીઘ્ર નવિ ચાલીયેં, જો વિવેક મન હોય. ૪૧



[ દુહા. ]

સકલ સિદ્ધિદાયક સદા, ચોવીશે જિનરાય;
સદ્ગુરૂ સામિની સરસતી, પ્રેમે પ્રણમું પાય. ૧
ત્રિભુવનપતિ ત્રિશલાતણો, નંદન ગુણગંભીર;
શાસનનાયક જગ જયો, વર્દ્ધમાન વડવીર. ૨
એક દિન વીરજિણંદને, ચરણે કરી પ્રણામ;
ભવિક જીવના હિતભણી, પૂછે ગૌતમસ્વામ ૩
મુક્તિમારગ આરાધીએ, કહો કિણ પરે અરિહંત;
સુધા સરસ તવ વચનરસ, ભાખે શ્રીભગતવંત. ૪
અતિચાર આલોઈએ, વ્રત ધરીએ ગુરૂસાખ;
જીવ ખમાવો સયલ જે, યોનિ ચોરાશી લાખ. ૫
વિધિશું વળી વોસિરાવીએ, પાપસ્થાન અઢાર;
ચાર શરણ નિત્ય અનુસરો, નિંદો દુરિત આચાર. ૬
શુભ કરણી અનુમોદીએ, ભાવ ભલો મન આણ;
અણસણ અવસર આદરી, નવ પદ જપો સુજાણ. ૭
શુભ ગતિ આરાધનતણા, એ છે દશ અધિકાર;
ચિત્ત આણીને આદરો, જેમ પામો ભવપાર. ૮

# ઢાળ-પહેલી.

**[ કુમતિ એ છીંડી કિહાં રાખી-એ દેશી. ]**

જ્ઞાન દરિસણ ચારિત્ર તપ વિરજ, એ પાંચે આચાર;
એહ તણા ઇહભવ પરભવના,
આલોઇએ અતિચાર રે પ્રાણી;
જ્ઞાન ભણો ગુણખાણી, વીર વદે એમ વાણી રે.
પ્રા૦ ૧

ગુરૂ ઓળવીએ નહીં ગુરૂ વિનયે, કાળે ધરી બહુમાન;
સૂત્ર અરથ તદુભય કરી સૂધાં, ભણીએ વહી ઉપધાન રે.
પ્રા૦ જ્ઞા૦ ૨

જ્ઞાનોપગરણ પાટી પોથી, ઠગણી નોકારવાળી;
તેહ તણી કીધી અશાતના, જ્ઞાનભક્તિ ન સંભાળી રે.
પ્રા૦ જ્ઞા૦ ૩

ઇત્યાદિક વિપરીતપણાથી, જ્ઞાન વિરાધ્યું જેહ;
આ ભવ પરભવ વળીરે ભવોભવ, મિચ્છામિ દુક્કડં તેહ રે.
પ્રા૦ જ્ઞા૦ ૪

સમકિત લ્યો શુદ્ધ જાણી, વીર વદે એમ વાણીરે–
પ્રા૦ સ૦
જિનવચને શંકા નવિ કીજે, નવિ પરમત–અભિલાખ;
સાધુતણી નિંદા પરિહરજો, ફળસંદેહ મ રાખ રે.
પ્રા૦ સ૦ ૫
મૂઢપણું છંડો પરશંસા, ગુણવંતને આદરીએ;
સામીને ધરમે કરી થિરતા, ભક્તિપ્રભાવના કરીએ રે.
પ્રા૦ સ૦ ૬
સંઘ ચૈત્ય પ્રાસાદ તણો જે, અવર્ણવાદ મન લેખ્યો;
દ્રવ્ય દેવકો જે વિણસાડ્યો, વિણસંતાં ઉવેખ્યો રે.
પ્રા૦ સ૦ ૭
ઈત્યાદિક વિપરીતપણાથી, સમકિત ખંડ્યું જેહ;
આ ભવ પરભવ વળીરે ભવોભવ, મિચ્છામિ દુક્કડં તેહ રે.
પ્રાણી ! ચારિત્ર લ્યો ચિત્ત આણી. ૮
પાંચ સમિતિ ત્રણ ગુપ્તિ વિરાધી, આઠે પ્રવચનમાય;
સાધુતણે ધરમે પરમાદે, અશુદ્ધ વચન મન કાય રે.
પ્રા૦ ચા૦ ૯

શ્રાવકને ધર્મે સામાયિક–પોસહમાં મન વાળી;
જે જયણા પૂર્વક એ આઠે, પ્રવચનમાય ન પાળી રે.
પ્રા૦ ચા૦ ૧૦

ઇત્યાદિક વિપરીતપણાથી, ચારિત્ર ડોળ્યું જેહ;
આ ભવ પરભવ વળી રે ભવોભવ, મિચ્છામિ દુક્કડં તેહ રે.
પ્રા૦ ચા૦ ૧૧

બારે ભેદે તપ નવિ કીધો, છતે જોગે નિજ શકતે;
ધર્મે મન વચ કાયા વીરજ, નવિ ફોરવિયું ભગતે રે.
પ્રા૦ ચા૦ ૧૨

તપ વીરજ આચારે એણિ પરે, વિવિધ વિરાધ્યાં જેહ;
આ ભવ પરભવ વળી રે ભવોભવ, મિચ્છામિ દુક્કડં તેહ રે.
પ્રા૦ ચા૦ ૧૩

વળીય વિશેષે ચારિત્ર કેરા, અતિચાર આલોઈએ;
વીરજિણેસરવયણ સુણીને, પાપમેલ સવિ ધોઈએ રે.
પ્રા૦ ચા૦ ૧૪

## ઢાળ—બીજી.

**[ પામી સુગુરૂપસાય—એ દેશી. ]**

પૃથ્વી પાણી તેઉ, વાયુ વનસ્પતિ;
એ પાંચે થાવર કહ્યાં એ. ૧
કરી કરસણ આરંભ, ખેત્ર જે ખેડીયાં;
કૂવા તળાવ ખણાવીયાં એ. ૨
ઘર આરંભ અનેક, ટાંકાં ભોંયરાં;
મેડી માળ ચણાવીયા એ. ૩
લીંપણ ગૂંપણ કાજ, એણિ પરે પરપરે;
પૃથ્વીકાય વિરાધીયા એ. ૪
ધોયણ નાહણ પાણી, ઝીલણ અપકાય;
છોતિ ધોતી કરી દૂહવ્યા એ. ૫
ભાઠીગર કુંભાર, લોહ સોવનગરા;
ભાડભુંજા લિહાલાગરા એ. ૬
તાપણ સેકણ કાજ, વસ્ત્ર નિખારણ;
રંગણ રાંધણ રસવતી એ. ૭

એણિ પરે કર્માદાન, પરે પરે કેળવી;
તેઉ વાઉ વિરાધીયા એ. ૮
વાડી વન આરામ, વાવી વનસ્પતિ;
પાન ફૂલ ફળ ચૂંટીયાં એ. ૯
પુંખ પાપડી શાક, શેકયાં સૂકવ્યાં;
છેદ્યાં છૂંદ્યાં આથીયાં એ. ૧૦
અળસી ને એરંડ, ઘાણી ઘાલીને;
ઘણા તિલાદિક પીલિયા એ. ૧૧
ઘાલી કોલુમાંહે, પીલી શેલડી;
કંદમૂળ ફળ વેચીયાં એ. ૧૨
એમ એકેંદ્રીય જીવ, હણ્યા હણાવીયા;
હણતાં જે અનુમોદીયા એ. ૧૩
આ ભવ પરભવ જેહ, વળીય ભવોભવે;
તે મુજ મિચ્છામિ દુક્કડં એ. ૧૪
કૃમી સરમીયા કીડા, ગાડર ગંડોલા;
એળ પૂરા અલસિયાં એ. ૧૫

વાળા જળો ચુડેલ, વિચલિત રસતણા;
વળી અથાણાં પ્રમુખનાં એ. ૧૬
એમ બેઇંદ્રીય જીવ, જે મેં દૂહવ્યા;
તે મુજ મિચ્છામિ દુક્કડં એ. ૧૭
ઉધેહી જૂ લીખ, માંકણુ મંકોડા;
ચાંચડ કીડી કુંથુઆ એ. ૧૮
ગદ્દહીઆ ઘીમેલ, કાનખજૂરીયા;
ગીંગોડા ધનેરીયાં એ. ૧૯
એમ તેઇંદ્રીય જીવ, જે મેં દૂહવ્યા;
તે મુજ મિચ્છામિ દુક્કડં એ. ૨૦
માખી મચ્છર ડાંસ, મસા પતંગીયાં;
કંસારી કોલિયાવડા એ. ૨૧
ઢીંકણુ વીંછુ તીડ, ભમરા ભમરીઓ;
કોતાં બગ ખડમાંકડી એ. ૨૨
એમ ચૌરિંદ્રીય જીવ, જે મેં દૂહવ્યા;
તે મુજ મિચ્છામિ દુક્કડં એ. ૨૩

જળમાં નાંખી જાળ રે,જળચર દુહવ્યા;
વનમાં મૃગ સંતાપીયા એ. ૨૪
પીડયા પંખી જીવ, પાડી પાસમાં;
પોપટ ઘાલ્યા પાંજરે એ. ૨૫
એમ પંચેંદ્રીય જીવ, જે મેં દુહવ્યા;
તે મુજ મિચ્છામિ દુક્કડં એ. ૨૬

## ઢાળ–ત્રીજી.

[ વાણી વાણી હિતકારીજી–એ દેશી ]

ક્રોધ લોભ ભય હાસ્યથીજી, બોલ્યાં વચન અસત્ય;
કૂડ કરી ધન પારકાંજી, લીધાં જેહ અદત્ત રે,
જિનજી મિચ્છામિ દુક્કડ આજ;
તુમ સાખે મહારાજ રે જિનજી, દેઇ સારૂં કાજ રે,
જિનજી મિચ્છામિ દુક્કડ આજ. ૧
દેવ મનુષ્ય તિર્યંચનાંજી, મૈથુન સેવ્યાં જેહ;
વિષયારસ લંપટપણેજી, ઘણું વિડંબ્યો દેહ રે.
જિનજી૦ ૨

પરિગ્રહની મમતા કરીજી, ભવે ભવે મેલી આથ;
જે જિહાંની તે તિહાં રહીજી, કોઈન આવી સાથ રે.
જિનજી૦ ૩

રયણીભોજન જે કર્યાંજી, કીધાં ભક્ષ અભક્ષ;
રસનારસની લાલચેજી, પાપ કર્યાં પ્રત્યક્ષ રે.
જિનજી૦ ૪

વ્રત લેઈ વિસારીયાંજી, વળી ભાંગ્યાં પચ્ચખાણ;
કપટહેતુ કિરિયા કરીજી, કીધાં આપ વખાણ રે.
જિનજી૦ ૫

ત્રણ ઢાળ આઠે દુહેજી, આલોયા અતિચાર;
શિવગતિ આરાધન તણોજી, એ પહેલો અધિકાર રે.
જિનજી મિચ્છામિ દુક્કડ આજ, ૬

## ઢાળ—ચોથી.

[ સાહેલડીની દેશી. ]

પંચ મહાવ્રત આદરો સાહેલડીરે, અથવા લ્યો વ્રત બાર તો;
યથાશક્તિ વ્રત આદરી સાહેલડી રે, પાળો નિરતિચાર તો. ૧
વ્રત લીધાં સંભારીએ સા૦ હૈડે ધરીય વિચાર તો;
શિવગતિ આરાધન તણો સા૦ એ બીજો અધિકાર તો. ૨
જીવ સવે ખમાવીએ સા૦ યોનિ ચોરાશી લાખ તો;
મન શુદ્ધે કરી ખામણાં સા૦ કોઈશું રોષ ન રાખ તો. ૩
સર્વ મિત્ર કરી ચિંતવો સા૦ કોઈ ન જાણો શત્રુ તો;
રાગ દ્વેષ એમ પરિહરો સા૦ કીજે જન્મ પવિત્ર તો. ૪
સાહમ્મી સંઘ ખમાવીએ સા૦ જે ઉપની અપ્રીતિ તો,
સ્વજનકુટુંબ કરો ખામણાંસા૦ એ જિનશાસન રીતિ તો. ૫
ખમીએ ને ખમાવીએ સા૦ એહજ ધર્મનો સાર તો;
શિવગતિ આરાધન તણો સા૦ એ ત્રીજો અધિકાર તો. ૬
મૃષાવાદ હિંસા ચોરી સા૦ ધન મૂર્છા મૈથુન તો;
ક્રોધ માન માયા તૃષ્ણા સા૦ પ્રેમ દ્વેષ પૈશુન્ય તો. ૭

નિંદા કલહ ન કીજીએ સા૦ કૂડાં ન દીજે આળ તો;
રતિ અરતિ મિથ્યા તજો સા૦ માયામોસ જંજાળ તો. ૮
ત્રિવિધત્રિવિધ વોસિરાવીએ સા૦ પાપસ્થાન અઢાર તો;
શિવગતિ આરાધન તણો સા૦ એ ચોથો અધિકાર તો. ૯

## ઢાળ—પાંચમી.

[ હવે નિસુણો ઈહાં આવીયાએ—એ દેશી. ]

જનમ જરા મરણે કરી એ, આ સંસાર અસાર તો;
કર્યાં કર્મ સહુ અનુભવે એ, કોઈ ન રાખણહાર તો. ૧
શરણ એક અરિહંતનું એ, શરણ સિદ્ધ ભગવંત તો;
શરણ ધર્મ શ્રીજૈનનો એ, સાધુ શરણ ગુણવંત તો. ૨
અવર મોહ સવિ પરિહરી એ, ચાર શરણ ચિત્ત ધાર તો;
શિવગતિ આરાધન તણો એ, એ પાંચમો અધિકાર તો. ૩
આ ભવ પરભવ જે કર્યાં એ, પાપકર્મ કેઈ લાખ તો;
આત્મસાખે તે નિંદીએ એ, પડિક્કમિએ ગુરૂસાખ તો. ૪
મિથ્યામતિવર્ત્તાવીયા એ, જે ભાખ્યાં ઉત્સૂત્ર તો;
કુમતિ કદાગ્રહને વશે એ, જે ઉત્થાપ્યાં સૂત્ર તો. ૫

ઘડચાં ઘડાવ્યાં જે ઘણાં એ, ઘંટી હળ હથિયાર તો;
ભવ ભવ મેળી મૂકિયાં એ, કરતાં જીવસંહાર તો. ૬
પાપ કરીને પોષીયાં એ, જનમ જનમ પરિવાર તો;
જનમાંતર પોહોત્યા પછી એ, કોઈ એ ન કીધી સાર તો. ૭
આ ભવ પરભવ જે કર્યા એ, એમ અધિકરણ અનેક તો;
ત્રિવિધે ત્રિવિધે વોસરાવીએ એ, આણી હૃદય વિવેક તો. ૮
દુષ્કૃતનિંદા એમ કરી એ, પાપ કરો પરિહાર તો;
શિવગતિ આરાધન તણો એ, એ છઠ્ઠો અધિકાર તો. ૯

## ઢાળ—છઠ્ઠી.

[ આહિ તું જોઇને આપણી-એદેશી. ]

ધન ધન તે દિન માહરો, જિહાં કીધો ધર્મ;
દાન શીયળ તપ ભાવથી, ટાળ્યાં દુષ્કર્મ.
ધન૦ ૧

શેત્રુંજાદિક તીર્થની, જે કીધી જાત્ર;
જુગતે જિનવર પૂજિયા, વળી પોષ્યાં પાત્ર.
ધન૦ ૨

પુસ્તક જ્ઞાન લખાવીયાં, જિનઘર જિનચૈત્ય;
સંઘ ચતુર્વિધ સાચવ્યા, એ સાતે ખેત્ર.
ધન૦ ૩

પડિક્કમણાં સુપરે કર્યાં, અનુકંપા દાન;
સાધુ સૂરિ ઉવજ્ઝાયને, દીધાં બહુમાન.
ધન૦ ૪

ધર્મ કાજ અનુમોદીએ, એમ વારોવાર;
શિવગતિ આરાધનતણો, (એ) સાતમો અધિકાર.
ધન૦ ૫

ભાવ ભલો મન આણીએ, ચિત્ત આણી ઠામ;
સમતાભાવે ભાવીએ, એ આતમરામ.
ધન૦ ૬

સુખ દુ:ખ કારણ જીવને, કોઈ અવર ન હોય;
કર્મ આપ જે આચર્યાં, ભોગવીએ સોય.
ધન૦ ૭

સમતાવિણુ જે અનુસરે, પ્રાણી પુણ્ય કામ;
છાર ઉપર તે લીંપણું, ઝાંખર ચિત્રામ.
ધન૦ ૮

ભાવ ભલી પરે ભાવીએ, એ ધર્મનો સાર;
શિવગતિ આરાધન તણો, એ આઠમો અધિકાર.
ધન૦ ૯

## ઢાળ–સાતમી.

[ રૈવતગિરિ ઉપરે–એ દેશી. ]

હવે અવસર જાણી, કરીએ સંલેખણ સાર;
અણસણ આદરીએ, પચ્ચખી ચાર આહાર;
લલુતા સવિ મૂકી, છાંડી મમતા અંગ;
એ આતમ ખેલે, સમતા જ્ઞાન તરંગ. ૧

ગતિ ચારે કીધા, આહાર અનંત નિઃશંક;
પણ તૃપ્તિ ન પામ્યો, જીવ લાલચીયો રંક;
દુલહો એ વળી વળી, અણસણનો પરિણામ;
એહથી પામીજે, શિવપદ સુરપદ ઠામ. ૨

ધન ધના શાલિભદ્ર, ખંધો મેઘકુમાર;
અણુસણુ આરાધી, પામ્યા ભવનો પાર;
શિવમંદિર જાશે, કરી એક અવતાર;
આરાધન કેરો, એ નવમો અધિકાર. ૩

દશમે અધિકારે, મહામંત્ર નવકાર;
મનથી નવિ મૂકો, શિવસુખ ફળ સહકાર;
એહ જપતાં જાયે, દુર્ગતિ દોષ વિકાર;
સુપરે એ સમરો, ચૌદ પૂરવનો સાર. ૪

જનમાંતર જાતાં, જો પામે નવકાર;
તો પાતિક ગાળી, પામે સુર અવતાર;
એ નવ પદ સરીખો, મંત્ર ન કોઈ સાર;
ઈહભવ ને પરભવે, સુખ સંપત્તિ દાતાર. ૫

જુઓ ભીલ ભીલડી, રાજા-રાણી થાય;
નવપદ મહિમાથી, રાજસિંહ મહારાય;
રાણી રત્નવતી બેહુ, પામ્યા છે સુરભોગ;
એક ભવ પછી લેશે, શિવવધૂ સંજોગ. ૬

શ્રીમતીને એ વળી, મંત્ર ફળ્યો તત્કાળ;
ફણિધર ફીટીને, પ્રગટ થઈ ફૂલમાળ;
શિવકુમરે જોગી, સોવન પુરુષો કીધ;
એમ એણે મંત્રે, કાજ ઘણાનાં સિદ્ધ. ૭
એ દશ અધિકારે, વીરજિણેસર ભાખ્યો;
આરાધન કેરો, વિધિ જેણે ચિત્તમાં રાખ્યો;
તેણે પાપ પખાળી, ભવભય દૂરે નાખ્યો;
જિનવિનય કરંતાં, સુમતિ અમૃતરસ ચાખ્યો. ૮

## ઢાળ—આઠમી.

[ નમો ભવિ ભાવશું—એ દેશી. ]

સિદ્ધારથરાય—કુળતિલો એ, ત્રિશલા—માત મલ્હાર તો;
અવનિતળે તમે અવતર્યા એ, કરવા અમ ઉપગાર.
**જયો જિન વીરજી એ. ૧**

મેં અપરાધ કર્યા ઘણા એ, કહેતાં ન લહું પાર તો;
તુમ ચરણે આવ્યા ભણી એ, જો તારે તો તાર.
**જયો૦ ૨**

આશ કરીને આવીયો એ, તુમ ચરણે મહારાજ તો;
આવ્યાને ઉવેખશો એ, તો કેમ રહેશે લાજ ?
જયો૦ ૩

કરમ અલુજણ આકરાં એ, જનમ મરણ જંજાળ તો;
હું છું એહથી ઉભગ્યો એ, છોડવ દેવ દયાળ–
જયો૦ ૪

આજ મનોરથ મુજ ફળ્યા એ, નાઠાં દુઃખદંદોળ તો;
તૂઠ્યો જિન ચોવીશમો એ, પ્રગટ્યા પુન્યકલ્લોલ.
જયો૦ ૫

ભવભવ વિનય તુમારડો એ, ભાવભક્તિ તુમ પાય તો;
દેવ દયા કરી દીજીએ એ, બોધિબીજ સુપસાય.
જયો૦ ૬

---

# કળશ.

ઈહ તરણતારણ સુગતિકારણ, દુઃખનિવારણ જગજયો;
શ્રી વીરજિનવરચરણ થુણતાં, અધિક મન ઉલ્લટ થયો. ૧

શ્રીવિજયદેવસૂરીંદપટધર, તીરથ જંગમ ઇણે જગે;
તપગચ્છપતિ શ્રીવિજયપ્રભસૂરિ, સૂરિ તેજે ઝગમગે. ૨

શ્રીહીરવિજયસૂરિશિષ્યવાચક, શ્રીકીર્ત્તિવિજય સુરગુરૂસમો;
તસ શિષ્ય વાચક વિનયવિજયે, થુણ્યો જિન ચોવીશમો. ૩

સય સત્તર સંવત ઓગણત્રીશે, રહી રાંદેર ચોમાસ એ;
વિજયદશમી વિજયકારણ, કીયો ગુણઅભ્યાસ એ. ૪

નરભવઆરાધન સિદ્ધિસાધન, સુકૃત લીલવિલાસ એ;
નિર્જરા હેતે સ્તવન રચિયું, નામે પુન્યપ્રકાશ એ. ૫



# મરણથી નહિ પણ જન્મથી ડરવું.

મરણ જન્મની સાથે જોડાયેલું જ છે. જેને જન્મવાનું થાય તેને મરવાનું થાય જ, એ આ પૃથ્વી ઉપરનો અવિચળ નિયમ છે. જન્મ બાદ મરણમાંથી કોઈ બચી શક્યું નથી અને તેવા પ્રકારના મરણને પામી જન્મથી બચ્યા વિના, અમરત્વ કોઈને મળ્યું નથી: તેથી જન્મ્યા પછી મરણભય રાખવો નિરર્થક છે, ખોટા સંતાપને વધારનારો છે. જે વસ્તુ અવશ્ય થનાર છે, તેનાથી બચવા ફાંફાં મારવાં, એ અધિક દુઃખી થવાને માટે છે. જન્મ એ અટકાવી શકાય તેમ છે. જન્મના કારણે જ જીવને જરા અને મરણનાં દુઃખો છે. એ જન્મ જ ન થાય, એવો પ્રયત્ન કરવો, એ જ જીવનો સત્ય પુરૂષાર્થ છે. જીવને રખેને હું મરી જાઉં, એવો ભય રહ્યા કરે છે: પણ રખેને મારે ગર્ભવાસનાં, જન્મનાં, બાલ્યાવસ્થાનાં કે વૃદ્ધાવસ્થાનાં દુઃખો ભોગવવાં પડે, એ ભય લેશ પણ રહેતો

નથી, એ એની ઘોર અજ્ઞાનતા છે. સર્વભક્ષી કાળ એને જન્મ વખતનાં અને ત્યાર પછીનાં દુઃખો ભૂલાવી દે છે, તેથી તે એક મરણને જ યાદ રાખે છે અને સર્વ દુઃખનું કારણ એક મરણ છે એમ માનીને તેનાથી બચવાના પ્રયાસો કરે છે : પણ એ પ્રયાસો અર્થહીન હોવાથી મરણ તો અવશ્ય ભોગવવું પડે છે જ અને તેની સાથે જન્માદિકનાં દુઃખો ટાળવા માટેનો કાંઇ પણ પ્રયાસ નહિ હોવાથી એ દુઃખો પણ પ્રત્યેક ભવોમાં નવાં નવાં અનુભવવાં પડે છે. તત્ત્વ-દૃષ્ટિવાળો આત્મા એ મરણભયને દૂર કરી દઇ, જન્મના વાસ્તવિક ભયને જ હૃદયમાં સ્થાન આપે છે અને તેથી ફરી વાર જન્મ ન થાય તેવા જ પ્રયત્નોમાં પરોવાઇ જઇ, જન્મનાં બીજકર્મ–તેને સર્વથા બાળી નાખે છે. બીજ બળી ગયા પછી જેમ અંકુર ઉત્પન્ન થતો નથી, તેમ કર્મ સંપૂર્ણપણે દગ્ધ થઇ ગયા પછી જન્મ રૂપી અંકુરો પણ ઉગતો નથી. જન્મની સાથે જ જરા–મરણાદિ ઉપદ્રવો પણ આપોઆપ નષ્ટ થાય છે.

मृत्योर्बिभेषि किं मूढ !,

स च जातं न मुञ्चति ।

अजातं नैव गृह्णाति,

कुरु यत्नमजन्मनि ॥



રે મૂઢ! મૃત્યુથી શા માટે ડરે છે? જન્મ પામ-
નારનું મરણ તો સુનિશ્ચિત છે: મરણથી તે જ બચી શકે છે, જે
જન્મથી બચે છે: એટલે તને જો મૃત્યુ અપ્રિય હોય
તો એવો પ્રયત્ન કરવો જોઈએ, કે જેથી ફરી પુનઃ
જન્મ જ પામે નહિ!